# અનુક્રમણિકાઃ

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |






# ઉપક્રમ.

આ પુસ્તક છપાવવામાં કેટલા એક વૈષ્ણવોએ સંમતી આપવા ઉપરાંત તન મન ધનની સહાય આપી છે તેથી આ પુસ્તક ખાસ અમારા માટે ઉપયોગી છતાં પણ સર્વોપયોગી થશે તો. એના આગ્રહથી બીજા કેટલા એક ધાર્મિક ગ્રંથો પણ પ્રકાશ કરીશું.

અમો અમારા અંતઃકરણની આશીષ શીવાય બીજી કોઇ પણ રીતે વૈષ્ણવોનો પ્રત્યુપકાર કરી શકી એ તેમ નથી માટે અંતર્યામી પરમેશ્વર એમની બાલ ભક્તિનો અલૌકીક લાભ અનેક પ્રકારે આપી આવા અનેક ધર્મકાર્યોમાં લાભ લે તેવી શ્રી દ્દષ્ટિ ગુરૂ એમને હુંશીલી પ્રીતી નીતી ભક્તિનું પ્રદાન આપો એમ ચાહિએ છીએ.

આ સમયને અનુસરી જો કે છપાઇ કાગળોના મોંઘવારી છતાં જે કંઇ ભેટ રાખ્યા છે તે પછીથી બીજા

ધર્મ ગ્રંથો બહાર પાડી શકાય એ માટેજ રાખવામા આવેલ છે એમ જાણી ઉત્સાહ સ્વીકાર કરી સદુપયોગ કરવા અમારા પરિચિત વૈષ્ણવોને અમો ભલામણ કરીએ છીએ.

શ્રી પ્રકાશક.

શ્રી ગણેશાય નમઃ શ્રી સરસ્વત્યૈ નમઃ શ્રી ગુરુચરણ-
કમલેભ્યો નમો નમઃ શ્રી પદ્મનાભ સ્વામિને નમઃ

# અથ વૈષ્ણવ શિક્ષાવલિઃ પ્રારભ્યતે

---

## સાખી.

સદ્ગુરૂ કૃષ્ણ મનાયકે, શ્યામ ચરણ શિર નાય
વૈષ્ણવ શિક્ષાવલિ નિયમ, લિખત રામ ઉરલાય ॥૧॥

૧

ઉપદેશ લેનાર મનુષ્યે પોતાની રહેણી કરણી સુધારી પવિત્ર ભાવે ગુરૂ મંત્ર દીક્ષાથી અભિનવ જન્મ જીવન પામી તેજ દીવસથી પોતાનું શ્રેય સાધવા સારૂ સદ્-ગુરૂ આજ્ઞાનુસાર સતત પવિત્ર પ્રયત્નશીલ રહેવું જોઇએ એથી વૈષ્ણવો ( શાસ્ત્ર ગુરૂ વચન પ્રમાણે શ્રી પરમે-શ્વરની સમ્યક્ આરાધનાનો મહાત્મ્ય જ્ઞાન પૂર્વક પરમ લાભ, પ્રારંભમાંથીજ પોતાની સત્ય સ્વધર્મમય

નીતી ભકિત નિષ્કામ પુનિત પ્રીતી મતી વાળી સુ કૃતીના પ્રતાપથી શ્રી ઇષ્ટ ગુરૂનાં સ્વરૂપ નામ ધામ લીલા ગુણ ચરિત્રમય સદગતી, ધર્મ, અર્થ, કામ, મોક્ષ ફલ, ચતુષ્ટય, પ્રાપ્તિમાં સેવા, સ્મર્ણ, ધ્યાન, ચરણ ધામાંશ્રય યુકત ) પોતાના પ્રભુની કૃપાથી ત પતામાં જીવનો નિવાસ પામી જીવતાંજ અલૌકીકાનંદાનુભવ સંપ્રાપ્ત કરી શકે છે.

એ લક્ષ શુદ્ધ આચાર વિચારવાળા નિર્મલ મનના અતિ ઉચ્ચ અમક્ષોદ્ગારથી પુનિત સત્યમય સુદ્રુ સંકલ્પ ભાવનાના પ્રભાવે કરીને દ્દઢ ટેક ધારી વૈષ્ણવ સજ્જ નોજ વેલ વિરાગવાળી વૃત્તિ વડેજ ભલે ત્યાગી હોય અથવા ગ્રહાશ્રમી હોય પણ અંતઃકરણથી કુવિષય કુવ્યસન કુસંગતીનો પાશ પરહરીને અવશ્ય પોતાનું કલ્યાણ પામી શકે છે.

દ્દઢ આશ્રયથી દીનતા વૃદ્ધિ પામે છે કેમકે પ્રાણુ પ્રકૃતીનો પ્રતિબંધ નહુટવાના વિમર્શનથી વ્યર્થ ગમન થએલા અવતારોનું દુઃખાવલોકન સાહેજ રીતે

સમજાતાં ને પ્રત્યક્ષમા સૃષ્ટિ વિષે અનેક પ્રકારોનુ નિરીક્ષણ થવાથી પણ ગુરૂ ઇષ્ટનો આશ્રય દઢ બનતા ટેક નીયમ નેક નિભાવવા અંતર્યામીની અનુકમ્પા અકળિત રીતે ત્યારેજ થાય છે કે જ્યારે નિર્માન નિર્મોહ નિરહંકારી અને મમતા રહીત આ પ્રાણિ બને છે.

એ પ્રમાણે પોતાનો આત્મા વિમલ બનવાથી અજ્ઞાન આવરણ દુર થતાં મન ઇશ્વરમા લીન થવાથી વિક્ષેપ વ્યાધિનું નીવારણુ દેવતાઓ કરે છે જો વૈષ્ણવ એકાગ્ર ભાવે અનન્યતાવાનબને છે તો, વળી પ્રારબ્ધ ભોગ પણ સર્વેશ્વર સધારવા અનેક પ્રકારે સ્વકીય સંત વૈષ્ણવોની સત્સંગની દર્શન કે સહવાસ જન્ય સત્ય સુચી ભકતી સ્મર્ણ સુખ લ્હાવ આપી પોતાના બાંના નું બીદ પાળવા આપે આપ સર્વસ્થળમાં પરવરી પ્રગટ પ્રતીતિ સંપ્રાપ્ત કરાવી શરણુ સુખ દે છે. તો આપણને જે અવતાર મળેલો તે ઉત્તમ માની પોત પોતાના વર્ણાશ્રમ ધર્મને અનુસરતાં નિજ ભાગ્ય સંસ્કારાનું ફલ જે કાં' સંપ્રાપ્ત સ્થિતી વૃત્તી તેમાં સાનંદ

સંતોષ યુક્ત બની તૃષ્ણાનો ત્યાગ કરી સ્વધર્માનુસાર વર્તતાં આત્મ શ્રેયસોન્નત્યર્થે પરમેશ્વર પ્રણીધાનજ સંપ્રાપ્ત કરવું એ શીવાય બીજો કાંશ ન મારતાં ગુરૂ ઉપદેશ પ્રમાણે પ્રાણ સંરક્ષણ પરાયણતા શ્રીપરબ્રહ્મ પુરાણ પુરૂષોત્તમ ઇષ્ટિગુરૂ આરાધનાનેજ સમજી સર્વે પ્રકારે કુળમિત્ર કલત્રપુત્રાદિ સહીતનું કલ્યાણ ઇચ્છવું.

સંતશેવા ગુરૂશેવા બ્રાહ્મશેવા ગૌ ગરીબ પક્ષીપ્રાણી આદિની શેવા યથાશક્તી ઉપકાર અન્ન પ્રદાનાદિ વડે વ્યષ્ટિ સમષ્ટિનું હીત કરવાથીજ પોતાનુ હીત થાય છે એ બાબત વિસરવા જેવી નથી. કારણકે આદુનિયાંમાં આવી સાથે સત્ય સ્વધર્મ ભય ભાવના ધરી પરોપકાર યોગ્યતાનુસાર સુપાત્ર સંસેવન નામસ્મર્ણ તપ વ્રત સંયમ ધ્યાન નિષ્ટા યુક્ત સુકૃત કરાવાં આવે તેજ લાહાવ, અલૌકીક લાભ નો લેઇ યશ મેળવવો તે પણ ન્યાય નીત્યનુ યોગ્યજ મેળવવો નકામો વખત ન ગુમાવતાં જે આ પ્રકારે સમજ્યો તેજ આ જગતમાં આવી જાણ્યો એમ જાણવું જોઇએ.

જેમ કોઇ પાયામાંથીજ કામ સારૂં કરે તો તેના ઇમારત આબાદ બને છે તેમ ગુરૂ દીક્ષા પામ્યા ત્યાંથીજ જો સમજીને સારી રીતે જેને સ્વધર્મ સત ક્રિયા સાચવી પુણ્ય સ્મર્ણનો પાયો સુધાર્યો તેને સર્વ પ્રકારે શ્રી ઇષ્ટ ગુરૂ ઉપાસનાની સબળ સત્તાથી સર્વ શ્રેયઃસાધન સાધી લીધું ને ઇશ્વર પ્રાપ્તીની ઇમારત આબાદ થઇ એમ જાણી લેવું ને તેનું કંઇપણ ગુમાન હ્રદયમાં ઉપજવા દેવું નહીં કારણ કે એટલે દરજ્જે પહોચતાં સુધીમાં પણ કાળ માયાના અંશ યોગે કરી ને જેટલી વ્યાધી નિસરી ગઇ હોય તેઓનાં મૂળ તત્વ ગુમાનપણાની મદદ મળતાં પાછાં પાંગરી આ ત્માનો ઉદય અટકાવી અધઃપાત કરાવે છે તે સારૂ સદ્ગુરૂની આપેલી શરણ્ય ભાવના, દીનતા, આધીનતા તથા આશ્રય અનુભવ સ્મર્ણ સર્વસ્વ તત્વસાર નામ ધામ સ્વરૂપ ધ્યાન લીલા ચરિત ગુણ ગાનાદી સંભા-ળીને સાચવી રાખવાં તે એવી રીતે કે જેમ ગૃહસ્થ વણિક અતુલ દ્રવ્યને અવેરી જાણે ઝવેરી જાણે તથા એનો સદૈવ સદુપયોગ કરી શકે છે. ને તેના ઘરની

ગ્રન્થોક્ત રીતી નીતીરસ મય અનંત લહાવ યશ પ્રમા ણિકતા સંપુર્ણ પ્રાણી જાણે છે. નેક ટેક આશ્રય પ્રાપ્તવી શકે છે તેનુજ દુનીયા વખાણ કરે છે જે રીતે પોતાના પ્રભૂને વશ કરી એના વૈભવ અનુભવવામા સત્ય વ્રત પુર્વક પવિત્ર રહેણી કહેણી સાચવવામાં પાતાનુંજ પુરૂ પ્રમાણિકપણું નિર્લેપતા દ્રઢતા સહન શકિત સ્મર્ણ ભાવનાદિ ગુણો વિવેક વિચાર યુક્ત ગ્રહુક ( બાહોશી-ઉત્સાહ ) અર્થાત ડાહાપણ (અંતની ઉઘડેલી બુદ્ધિ જેવી હોય તેવુંજ સર્વ કામ સુધરે છે. તે પોતાની હુંશ મુજબ ) સુખ શાંતિ રહ નિવડે છે ને તેવા રસીક સંત ભક્તોનાજ વ્યાખ્યાનો શ્રવણ કરવાથી ભકિત પ્રીતી વૃદ્ધિ પામેલા અનેક વૈષ્ણવો આ યુગ યુગમાં નિવડેલા છે જેની કથાઓ શાસ્ત્ર પુરાણોમાં મહાત્મા પુરૂષોએ પણ વર્ણન કરી પોતાનું જીવન ધન્ય માન્યું છે એ સુખ આપણામાં ઉપજે તે માટે આ સર્વે શીક્ષા વચનો સ્મર્ણમાં રાખી પવીત્ર ભાવે જળ કમળ ન્યાયને અનુસરી વર્તવું જોઇએ.

૨

ઉપદેશ પાર્માને કોઈની નિંદા ન કરવી તેમ પોતાના ઇષ્ટ ગુરૂની આજ્ઞાને અનુસરી સ્વધર્મ સંપ્રદાય રીતી પ્રમાણે ગુરૂગોવિન્દ ગુણગાન કરવામાં માનસીક ધ્યાન સ્મરણે શ્રી ઇષ્ટગુરૂના પરમ ભકતોનાં ચરિત શ્રવણ વર્ણન મનન નિરંતર નિજધામે નામની શેવા આત્મા પરમાત્માની તલ્લીનતા યુક્ત તાદ્રશી ભાવે સદૈવ સમ્યક્‌પણે સુધારણ કરવાથી અહર્નિશ અજ્ઞાનઆવરણ સંકલ્પ વિકલ્પ દુર કરી એક અડગ આશ્રયાનંદાનું ભવનોજ અનુભવ પ્રભાવ પતિવ્રતાસમ ભક્તિ નીતીની રીતી પ્રમાણે ઉપાસના યોગે સિદ્ધ કરી અવતાર ધન્ય ધન્ય કરવો.

નિત્ય પ્રભાતે ઉઠી સૌચ મુખમાર્જન કરી બની આવે તો સ્નાન કરીને હૃદય મંદીરમાં સદ્‌ગુરૂ સ્વરૂપ ધામ વિષે નિજેષ્ટ દેવ ભાગ્રતિને સંપ્રાપ્ત થતાં (૧) સંગલ આરતી કરવી પછી નિત્ય સ્વાર્ગ પાઠ પ્રવૃતિ કરી બાહ્ય પ્રવૃત્તિ સ્વધર્મને ક્ષતિન પોહો

કરવી પછી પ્રસાદ સામગ્રી તુલસી સમર્પીત થએલી અંતરાત્માને આરોગાવી મધ્યાન્હ સમય (૨) સારંગ પદ સંકીર્તન કરી સંધ્યા સમને (૩) સંધ્યા આરતી મધ્ય રાત્રે (૪) બિહાગ પદનું સંકીર્તન અને પાછલી રાત્રીએ (૫) પંચમ પદ કીર્તન કરતાં પ્રભુ ભાવમય સાત્વિકપ્રવાહ સમન્વિત શાન્તિ ભક્તિવાળું મન શ્રી ઇષ્ટ ગુરૂ સ્વરૂપ ધામ આત્મારામ વિષેજ શુદ્ધ અને નિષ્કામ પણાથી સુસ્થિર રાખીને અખંડ અલૌકીક પરમાનંદ સુખમાં ચિરસ્થાયી બનવું.

એ પ્રમાણે અભ્યાસ રાખવાથી જાગૃત સ્વપ્ન સુષુપ્તિ અને તૂર્યા એ ચારે અવસ્થા ઇશ્વરી આરાધના યુક્ત બને છે તે માટે મુખ્ય એક બાબત એ યાદ રાખવી જોઇએ કે જેવું અત્યંત વિસ્મૃતિ વાળુ મ્હોટું મૃત્યું છે તેવીજ રીતે નિદ્રા તે પણ નાનું (સ્વરૂપ) મૃત્યું છે તેના અંતરગત જેવા સ્વપ્ન વિકારો ફુર્‍વે છે તેવીજ રીતે આ સંસાર પણ એક મ્હોટુ સ્વપ્ન છે અને ચોરાસીબંધન વાળો છે તેને ટાળવા માટે બહા-

રનો અને અંતરનો જો પરમેશ્વર શ્રીઆસના સમેત પવિત્ર અને ભક્તિમય તપઃસ્વાધ્યાય સ્મર્ણ પ્રીતિ વિરક્તિ વ્યવહાર શ્રીગુરૂ ગ્રોવિન્દ આજ્ઞાનુસાર સ્વાત્મ સ્મૃત્યનુકૂલ પરબ્રહ્મ પરમાત્માસક્તિ વાળો હોય તો અનેક પ્રકારનાં કર્મોથી છુટી શકાય છે.

એક શ્રી પુરાણ પુરૂષોત્તમ પ્રભુના નામ સ્મર્ણના પ્રતાપે આ સર્વે લાભ પામવા માટે સર્વે સંત વૈષ્ણવોએ પવિત્ર કરણી સત્ય પ્રકૃતિ સ્વધર્મ ક્રિયા સુધારવા માટે સદૈવ સદાચરણ સાથે વસ્ત્ર પવિત્ર વપુઃ(કાયા) પણ પવિત્ર, મન પવિત્ર, ધન પણ પવિત્ર ભાવે યોગ્ય રીત્યા સ્વકીય વ્રત્યનુસારજ કોઇને દુઃખ ન દેતાંજ સંપ્રાપ્ત સર્વાન્તર્યામિની કરૂણાથી મળે તેજ પવિત્ર છે ને તેજ રહેવાનું એથીજ સુખી થવાય બીજુ ઉપયોગી નથી એમ જાણી સંતોષ ભંગ ન થવું આ બધું કારણ ધ્યાન સ્મર્ણ ને શાંતિ સાચવવા ભુલાય નહીં તેજ આગળ આત્માનો અભ્યુદય થાય છે.

આત્મા વિષે પરમાત્માનો આવિર્ભાવ સદૈવ વૃદ્ધિ

પામે ને તે સ્થિર રહે તે માટે શય્યા પણ પવિત્ર રાખવી એકથી આરંભી પાંચ માલાસુધી અથવા યથા રૂચી(ગુરૂએ આપેલા મંત્ર તે સર્વ તત્વસાર વસ્તુ મંત્ર માત્રનો સાર પરમ તારક મહામંત્ર સાર શબ્દ જે નામ ઉપ-દેશ્યું તે પંચાક્ષર અર્થાત નામ મંત્રોજ ઉદ્ધાર કારક છે એથી ) તુલસી માલા લેઇ નામ મંત્ર જપવો ને પછી કંઇપણ બોલવું નહી હ્રદયમાં સ્મર્ણ ધ્યાન સ્થિરાવી નિર્જેષ ગુરૂદેવના અંકે ( ખોળે ) મસ્તક મુકી નિર્ભય શયન કરવાથી આખા દીવસમા પ્રગટેલી અનેક ઉર્મિયોનો વેગ શાન્ત થાય છે દેખેલી કે સાંભળેલી વસ્તું જન્ય સ્વપ્ન વિકૃતિ થતિ નથી ને કોઈ અલૌકીક આનંદ મળે છે. એ ઉપરાન્ત એવા અભ્યાસી જનને જાગતાં સોતાં બેસતા ઉઠતાં જમતાં રમતાં પણ પ્રભુ નામ ઉચ્ચારણ કરવાથી જીવહામાં રામનામનો નિવાસ થાય છે ને ગુરૂમંત્ર યુક્ત અભ્યાસ વધવાથી સિદ્ધગુરૂના પ્રતાપે એ નામ હ્રદયમાં વસવાથી તેમાંથી સ્વરૂપ સાક્ષાત્કાર પ્રગટતાં પંચાયતન પ્રભુ પ્રત્યક્ષ પામવાથી પંચાક્ષર મંત્રાદિનો લાભ આપો આપ સંપાદીત થાય

છે જ્યારે દેખેલુ સાંભળેલું ભોગવેલુ જગતનું ભાન ભુલિ જવાય ત્યારેજ આ અલભ્ય લાભ મળે. એ શિવાય એ સ્થિતિએ પહોંચી શકાતું નથી એવો અભ્યાસ કરવા માટે મુમુક્ષુજનોએ સતત પ્રયાસ શ્રીગુરૂ ઉપદિષ્ટ રીતે કરવો જેથી જન્મ મરણ સુધરી જાય અને એવું સ્મરણ ધ્યાન ઉપજે ને નામ રટતાં જો પ્રાણ છુટી પ્રભુમા વસાવી શકાય તો સર્વે કારજ સફળ થાય ગુરૂને પણ પ્રભુના દરબારમાં ધન્યવાદ મળે તે માટે આ સર્વે લક્ષમાં લેઈને ઇષ્ટ ગુરૂની અભેદભાવે ઉપાસના કરવી ગુરૂ માતા સ્વરૂપ છે ઇષ્ટ પિતા સ્વરૂપ છે સંત વૈષ્ણવ ભાઈ બંધવોનું સ્વરૂપ છે એમ જાણવું દુનિયાની સગાઈ કરતાં. ધાર્મિક સગાઈ ખરી લોકમાં સહાય સાચી આપનાર છે એથી સાચા સંતો અને સાચા વૈષ્ણવો ગુણ લક્ષણ પ્રમાણથી પારખીને ધર્મ નીતી સત્ય સ્વધર્મમાં બાધ ન આવે તેવી પ્રકારનો ધાર્મિક નેક રાખવો ધર્મ સબંધમા સાંસારિક (વ્યવહારિક) કર્મનો પ્રસંગ પાડવો નહી જેથી સ્વધર્મ સાચવી શકાય છે. સ્વધર્મ અને ધર્મમા અંતરજ કેવ

છે કે જેમ પતિવ્રતા પોતાના ઇષ્ટ (સ્વામીની) શેવા માં તદ્રુપ ભાવ રાખે છે તે કોઇને સમજી શકાતો નથી ને જાણવા દેવો નજ જોઇએ તેજ મર્યાદ છે એ પ્ર માણે પોતાની ઇષ્ટ ઉપાસના સાચવવી. ને સગાસબં- ધીની ગૃહરીતી અનુસાર સરવે કુળ ધર્મ સાચવવોજ જોઇએ એવી રીતે ધમ અને સ્વધર્મમાં વર્તાવાની દ્રઢ ટેક સત્યવ્રત નીતીરીતી સંભાળી રાખવાથીજ કલ્યાણ થાય છે ને સત્ય પ્રતાપેજ સ્વધર્મ સુખ શાંતી પ્રદ નિવડે છે.

૩

ઉપાસના પામ્યા પછી મૂળમંત્રથી સદૈવ શ્વાસોશ્વાસ સંગાથે સ્મર્ણ વૃદ્ધી કરવાનો અભ્યાસ પાડવો અપવિત્ર પણે રહેવું નહી. પ્રણ લીધું તે બરોબર પાળવું એકાંત ચાહે એકલા હશે તો પણ અંતર બાહાર ઇશ્વર અનંત ચક્ષુથી જોઇ રહેલા છે તે વાસ્તે ભુલેચુકે પણ કોઇ વાતથી મર્યાદ ભંગ થવાય તેવું કંઇપણ અયોગ્ય વર્તન નહી કરવું જોઇએ જેજે પ્રકૃતિ કાઢી નાંખેલી તેનાં મૂળ આ તન વિષે પૂર્વ પ્રારબ્ધથી પાસ પડે લા અજ્ઞાનના અશુદ્ધ આવરણ રૂપે પાછાં પાંગરે

નહીં તે માટે બહુજ શુદ્ધ ભાવથી સરવે કુટિલ કષ્ટ પ્રદ કામનાઓનો ત્યાગ કરી ઘણીજ સાવધાનીથી વર્તવું જોઈએ.

એટલે પ્રભુવાર્તા વૈષ્ણવોએ પુરાતન વહિવટ પ્રમાણે પ્રણ પાળવું અને બાનાધારી અને આજ્ઞાનુસારી વૈષ્ણવોએ પણ પોતાની સત્ય ભક્તીની વૃદ્ધી પ્રીતી નીતી નેકટેક નિયમ રીતી સાચવી ભલે સંસારી છતાં શાસ્ત્ર આજ્ઞા પ્રમાણે હંસવત્તી પરાયણ ધર્મવ્રત પ્રમાણે અનુસરતા સંસાર યાત્રા નિભવવામા પ્રભુકૃપાજ સર્વ સાધન પ્રદ છે એવું વિશ્વાસમય મન સ્થિર કરી પરિણામે અંતર થી સાચા સંત પ્રતી સંપાદન થઇ શકે તેવા ગુણ લક્ષણોનો સ્વીકાર કરવો. ચિતવન એ અવશ્ય રહેવુ જોઇએ કે અંતે પોતાનુ શ્રેય થાય કળનો ઉદ્ધાર થાય પ્રાણનુ કલ્યાણ પરમેશ્વરમાં નિવાસ પામવાથી કરી શકાય ભવભ્રમણ ટળે અને અખંડીત આત્મા પરમાત્માના ધામમા નિરંતર રહે એજ મોક્ષ લાભ સમજવો જેથી નિજ વસ્તુનો વિયોગ કદાપિ ન બને તેમ નિવૃત્તિ પરાયન થવા ને શેવા રેમર્ષ સુપ આ-

ત્માના મધ્યેજ પરમાત્માના સાક્ષાત્કારથી સંપાદન કરી શકાય એમ કહેવું. ઉપાસનાનો અર્થ એ જાણવો જોઇએ કે ઇષ્ટ સમીપતાનો લાભ થવા માટે ઇષ્ટગુરૂની આરાધના છે તેથી આરાધના પામી પ્રભુથી વિમુખ ગુરૂ સતગુરૂથી વિમુખ ધર્મ સ્વધર્મ સત્કર્મથી વિમુખ કદાપી ન થવાય તેવીજ હંસની ચાલ ચલગતમાં ચૂક ન પડે તોજ ઉપાસનાનું ફળ પ્રાપ્ત થઇ શકાય છે માટે તેનો પ્રયત્ન કરવો કે જેથી આ મનુષ્ય અવતારમાં આવ્યા તે ફેરો ફોગટ ન નીવડે તેવું કરવું જોઇએ. પોતાના હૃદય મંદિરમાં સદ્દગુરૂ સ્વરૂપ વિષે નિષ્ટ દેવની ધારણા ધરી ૧ આવાહન (ધ્યાન) ૨ આસન ૩ પાદ્ય ૪ અર્ઘ્ય ૫ આચમન ૬ મધુપર્ક ૭ સ્નાન ૮ વસ્ત્ર ૯ ઉપવીત આભરણ ૧૦ ચંદન ૧૧ પુષ્પ ૧૨ ધૂપ ૧૩ દીપ ૧૪ નૈવેદ્ય ૧૫ આચમન ૧૬ તામ્બૂલાદિ મુખવાસ ( ભેટ દક્ષણા ૧ પ્રદક્ષણા ૨ આરતિ ૩ સ્તુતિ ૪ સેવા ૫ સ્મર્ણ ૬ સત્સંગ ૭ દર્શન ૮ પ્રેમાલાપ ૯ શયન ( પોઢા મણી ) ૧૦ આદિ છત્રીસ ઉપચારોની પવિત્ર ભાવનાથી બાહ્ય અને આભ્યન્તર

સેવા ( પૂજન ) નિત્ય નિયમ પ્રમાણે (સ્વરૂપ પુસ્તક માલા શ્રી વૃન્દાવન (શ્રીતુલસી કયારે) શ્રી વિષ્ણુ નારાયણ શ્રી સૂર્ય અને ચંદ્ર મંડલમાં અને શ્રીહરિ ગુરૂ સંત સદ્‌ગુરૂ માતપિતા પૂજ્ય વિદ્વાન્ મહાત્મા વિપ્ર ધેનું ગંગા યમુનાતીર્થ ધામ શ્રીપર બ્રહ્મ નિવાસ ક્ષેત્રાદિય જે પોતાનું અર્ચ્ય વસ્તુ શ્રીગુરૂ કૃપાથી સંપ્રાપ્ત હો) તે સ્વરૂપનું સમર્ચન કરી આત્મ ધામની મધ્યે શ્રી પરમેશ્વરનું આવિર્ભાવ પામી અંતરનિષ્ટ બની ધ્યાન દૃઢ થવાની ધારણા વૃદ્ધિ પ્રતિદીન કરવી.

શ્રી વૃન્દા માતુશ્રીને કયારે મંદીરમાં કે ઘરમા ઘીના દીવા બે બત્તીના કરી પવીત્ર આસન ઉપર પદ્માસન અથવા સુખાસનથી સાવધાનપણે બેસીને નામ મંત્ર સ્મર્ણ પોતાની ધર્મપ્રથા પ્રમાણે કીર્તન પાઠ સહીત ભક્તિના નિયમો પરી પૂર્ણ કર્યા પછીજ બીજો પવિત્ર વ્યવસાય દેહના અંગેસંલગ્ન હોય તે સંબંધી પ્રવૃત્તિ કરવી તે સ્વધર્મ નિષ્ટાતપના પ્રતાપે યર્થેચ્છ ફલ નિવડે છે જેનું પરિણામ પ્રભુકૃપામય આવે તેવો અતિ

શ્રેષ્ટ વ્યવહાર સત્ય સુકૃત ધર્મ નીતિનું ફલ કરવાનો નિશ્ચય રાખવો તેમાં ચૂકવું નહી.

કારણ કે આ શરીર નિર્વાહ આદિના અંગે કામ ક્રોધ લોભ મોહ મદમચ્છરાદિ વિકારો શત્રુ કરતાં પણ વિશેષ વ્યાધિમાં નાખે છે તે સારૂ શ્રી ઇશ્વર આધારે રહેનાર સન્મતીમાન સજ્જનોએ જેણે ગર્ભસંરક્ષણ કરી આસૃષ્ટી વૈભવમાં અવતાર આપ્યો છે એના આશ્રિત જીવાત્માઓની સ્થીતિ તે સર્વેશ્વર કેવી રીતે સુધારે છે તેનો દ્રઢ ભરૂસો ધરી યથા શક્તિ પવિત્ર પ્રકારે ઉચ્ચ ભક્તિવત મથીમતિનો સદુપયોગ કરવાનુ પુરૂષાર્થ ( પ્રયત્ન ) નિજેષ્ટગુરૂ કૃપાના આશ્રથીજ કરવો ને કંઇ સુખદુઃખ ઉપજે તે એની પૂર્ણકરૂણાનુ ઉત્તમજ ફળ છે એ કરતા ભરતાને જે કંઇ વિચારીને કર્યું હશે તે સારાનેજ માટે એમ સમજી સહી લેવું જોઇએ શાથી કે અનેક જન્મોનું સંચીત એકજ અવતારમાં ભાગવાડી પોતાનાથી અળગો ન બને તેવોજ લાભ આપવા અંતર્યામીની કુદરતી લીલા હોય તે અલ્પજ્ઞ

એમાણસ જાતી કયાંથી જાણી શકે એના અનુગ્રહથી સમજાવે દેખાડે ને ડગલાં ભરાવે તેટલુજ સમજાય. જોવાય કે પગલું ભરી શકાય બાકી આપણા અધિકારમાં કંઈ છેજ નહી. કેવળ એનુ નામ સ્મર્ણ (આરાધન) કરતાં જેમ પ્રભુ રાખે તેમજ આ વિશ્વમા સર્વે રહી શકે છે એ નિર્વિવાદ છે તો આ શરીર યાત્રા સફળ કરવા સત્ય માર્ગ પરમેશ્વર ઉપાસનાજ આપણુ જીવનો ઉદ્ધાર કારક છે.

એથી આ જીવાત્મા સહેજે ભવ સાગરનો પાર પામી પરમપદ (સદ્દગતિ) પામી શકે છે વળી કળિયુગમા અનેક સાધનો સાધી શકવા કોઈ પણ પ્રાણી શકતીમાન્ બની શકે તેમ ન હોવાથી એક ઇશ્વર નામનોજ આધાર શ્રુતિ સ્મૃતિ પુરાણ પ્રતિપાદન કરે છે સંતગુરૂ આચાર્ય સદ્દગુરૂ સ્વરૂપોએ એજ નિરધાર કરી ઉપદેસ્યુ છે શ્રી તુલસીદાસજી મહારાજે પણ ચાપાઇ

"કલિયુગ કેવલ નામ આધારા; જીહિસુમિરત ઉતરિય ભવ પારા" એ પ્રમાણે અનેક ગ્રંથોના આધારે .

જે રામાયણમાં આપ્યું છે તે સબલ સાધન અધમ ઉદ્ધારણ પતિતપાવન શ્રીપુરાણ પુરૂષોત્તમ આદીપુરૂષ પરબ્રહ્મનું **શ્રી રામનામ** મહામંત્ર સદ્દગુરૂ નામ સહ આરાધતા પંચાક્ષર મંત્ર તત્વસાર શબ્દ બીજ નામ સ્મર્ણ છે એ કદાપી વીસારવું નહીં હરતાં ફરતા શ્વાસોશ્વાસ ઉઠતાં બેસતાં જમતાં જળપીતાં સુતાં (નીદ્રામાં) સ્વપ્નમાં પણ શ્વાસ ઉચ્છવાસ લેતાં અભ્યાસ એવો પાડવો જોઇએ કે રગે રગમા સદ્દગુરૂએ આપેલા નામામૃત રસ વીસ્તરવાથી રોમરોમ શ્રી સદ્દગુરૂ દ્રષ્ટિ સમન્વિત આ પિણ્ડમા પ્રાણાત્મા તદ્રૂપ બની જીવતાંજ પરમ લાભ પામે તેવું એક રસ મન બનાવી દેવું જોઇએ.

૪

ઉપાસના લેનાર બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શુદ્ર ( **સ્ત્રી પુરૂષ** બાલ વૃદ્ધ યુવા ) ગમે તે વર્ણના ગમે તે **અવસ્થામાં** સર્વે પ્રાણી પોતાના આત્મા વિષે અનેક **જન્મોનાં** પુણ્યોનો ઉદય પામવાથીજ જે સમયે **શ્રદ્ધા વૈરાગ્ય**

ભાવના ઉપજે તેજ અવસ્થામાં તિલક તુલસી કંઠી પ્રભુનામ મંત્ર પામી કૃતાર્થ બનીને ભક્તિ વ્રત તપ સંયમ નિયમ સાધી શકવાને સત્પાત્રતા ( સદ્ અધિકાર ) પામવાથી પોતાની દિવ્ય દ્રષ્ટીને પામી સર્વ સંસાર ભરમાં ઇષ્ટ ગુરૂનાં સ્વરૂપોનું દર્શન કરી શકે છે, તેમ સુચી ભાવે શેવા સ્મર્ણ કરી અલૌકીકભાવના ધારી અલભ્ય લાભ લેઈ શકે છે. માટે ગુરૂ આજ્ઞા શિક્ષા મુજબ પોતાનુ ખટકર્મ નહીં વિસારતાં હંમેશ નિત્ય નિત્ય અનૂપમ ઉમંગો ( ઉત્સાહ ધરી ) આનંદ ઉચ્છવ મયહૃદય અતિ કોમળ પરમ પવિત્ર સાક્ષાત્ પ્રભુવિરાજીત રહે તેવા દેહ(આ મનુષ્ય તન)માં આવી જીવાત્મા કલ્યાણ સ્વરૂપ બને છે અને સ્વધર્મ રીત્ય નુસાર ભક્તિ વૃદ્ધી કરે છે બીજાઓની ભક્તિ વૃદ્ધી કરાવે છે ને ગુરૂઇષ્ટનો જયજયકાર વર્તાવે છે. એ સર્વે આનંદ શ્રી વૃંદા માતુશ્રી તે ગાયત્રી સર્વ દેવતામય અને સમસ્ત દેવી મય તીર્થ ધામ ક્ષેત્ર પ્રભુ સ્વરૂપ મય હોવાથી સદૈવ શેવા સધી શકે તે સારૂ શ્રીવરબ્રહ્મ વિષ્ણુ નારાયણ રૂપે અને અનાદિસિધ્ધ શ્રી આદિ

ભક્તિ માતૃશ્રીનું સ્વરૂપ શ્રી તુલસી જ છે. તે પ્રત્યક્ષમાં ભક્તજનોના મનોરથ પૂર્ણ કરવા અધિભૂત સ્વરૂપે અર્ચાવનારે આ બ્રહ્માણ્ડમાં આવિર્ભાવને (પ્રગટતાને) અંગીકાર કરી વિરાજેલા છે તેથી ચારે સમ્પ્રદાયોના આચાર્ય વર્યોએ. એમની મુખ્ય આરાધના ઉપદેશી છે તે માટે "તિલક તુલસીનામ આયુધ ઉધર્વા શ્રીનાથ સ્મૃતી બોલે સાંભળ્યું આપિયાં વૈષ્ણવ હાથ" એવું શ્રી શોધાવનાર અધ્યારૂજી મહારાજશ્રીનું વચન છે એનો આશ્રય તે અંતર્યામીનો સાક્ષાત્ મહાશ્રય છે. વાસ્તે મૂળમંત્રથી તિલક તનના મર્મ સ્થાનો બાર (દ્વાદશ) ઠેકાણે (૧ લલાટ ૨ ઉદર ૩ હૃદય ૪ કંઠ ૫ જમણી કૂખ ડાબી બીકૂખ ૭ જમણી ભૂજા (હાથ) ૮ ડાબી ભૂજા ૯ કંઠ પાછળ ૧૦ કટિના પછાડે ૧૧ ડાબો ખભો ૧૨ જમણો ખભો અને સદ્ગુરૂ સંપ્રદાયિષ્ટ સ્થાનતાલુ તેને શ્રીનિકેતન બિન્દુરૂપ શ્રી સીતાજી અથવા સ્વામિનીજીના નીવાસ ભૂત અર્ધ મ ત્રાત્મક કેટલ અંક જાતી ભક્તો શ્રીચતુર્ભુજ મહત્મા આદિ શ્રીગુરૂદ્વારા ની પ્રથાનુસાર ધારણ કરવામાં આવે છે તેથી તિલક

સાર્ધ દ્વાદશ (સાડાબાર) શ્રી પરબ્રહ્મપાદુકા મંદિર તથા સ્વસ્વરૂપે અને દૈવત્રયમય પણ કેટલાએક મહાત્માઓએ કલ્યાણ કારક શ્રી ઇષ્ટ દેવના ચરણરૂપે સર્વેશ્વર સર્વાન્તર્યામીની ઇષ્ટ છાપ સ્વીકારી ઉભય લોકમા કૃતકૃત્ય કરે છે તે શાસ્ત્રોકત સદ્ગતિપ્રદ શ્રીગોપીચંદન પ્રસાદી નિગરવા વૈષ્ણવોએ સમસ્ત તીર્થ સ્નાનાદિ ફલપ્રદ ઇષ્ટગુરૂની અનન્ય ભકતી પ્રાપ્તી અને પવિત્ર પ્રીતી પ્રકટાવાર્થે સદૈવ શુદ્ધ શરીર ઉપર ધારણ કરવા જોઇએ

એ પછી શુદ્ધ જળના માંજેલો લોટો ભરી શ્રીવૃન્દાજીને ચઢાવા ચંદન પુષ્પથી પુજા કરી ધુપ દીપાદી સમર્પિ ત્યા ન કરી શકાય તો દેવ મંદીરમા અથવા ગુરૂદ્વારેકે પોતાના ઘરમા પવિત્ર સ્થાન આસન પર પ્રભાતે પુર્વમા એ પછી પશ્ચિમ મુખ અને રાત્રિએ ઉત્તર દીશા તરફ મુખ કરી નિત્ય નિયમ કરી એવો એટલુ સ્મર્ણ (ધ્યાનમા) રાખવું જોઇએ કે દેવગુરૂ સ્થાનના આગળ પૃષ્ટે (પાછળ) કે ડાબી બાજુએ

જપ હોમ નમસ્કાર ( શાસ્ત્ર આજ્ઞાનુસાર ) થતા નથી માટે જમણી બાજુ રહી ઇષ્ટગુરૂને પ્રણામાદિ કરવા.

શ્રીતુલસી સ્વધર્મ પુસ્તક શ્રીઇષ્ટ ગુરૂદેવની યથા શક્તી પ્રદક્ષિણાઓ કરવી જોઇએ તેમા ચાર પાચ પ્રદક્ષિણા ઓ તો જરૂર કરવી તે વખતે શરણગતિ મંત્ર ૧૦૮ વાર જપવોજ જોઇએ. તેમ શ્રી સૂર્ય નારાયણને દ્વા દશ (બાર વખત) વંદન ( પગે લાગવું સ્તુતિ પ્રાર્થના દિ તેમા નિવાસીત શ્રી ઇષ્ટ ગુરૂનામનુ ) કરવું જોઇએ. જેનાથી રોગાદિ નિવૃતિને પામતા સદૈવ સાત્વિક પ્રસાદ આત્મામાં ઉદય પામી રહે છે એ પછી જમવાની તયારી થાય એટલે સોત્સાહ ભાવે શ્રીવૃંદાજીના ખરી પડેલા તુલસી પત્ર એક ડાબડીમા ભરી રાખેલા હોય તેમાથી શ્રી ઇષ્ટ સેવા સન્મુખ સુચી અને શ્રેષ્ટ વ્યવસ્થાથી પવિત્ર પાત્રોમા જલ અદિ સામગ્રી શ્રી નારાયણના તુલસી દલ જળનું પ્રોક્ષણ કરી તેમાથી માળાજી કે તુલસી પત્ર પધરાવી થાળ શ્રીકૃપાનાથને આરોગાવી એ પ્રસાદ સરવેને વેંચી અથવા મહાપાકમા પધરાવી

પાતપોતાની વર્ણધર્મ આશ્રમની રીતી નીતિ પ્રમાણે પોતાને અર્થે જે સામગ્રી હોય તે પણ સ્વધર્મ પૃથાનું સાર આચાર વિચાર સભાળી શ્રી ઇષ્ટ ગુરૂદેવને આ-રોગાવીએ પછી પોતે પ્રભુની પ્રસાદીના આહાર કરવો માૈન પણે શ્વાસો શ્વાસે શ્રીગોવિન્દ શ્રીગુરૂદેવ સતગુરૂ ઇષ્ટનાં નામ સ્મર્ણ ઉચ્ચારણ કરતા જે જમવામા આવે તો એ લીધેલો પ્રસાદ અંગો અંગ અને રગે રગે અલાૈકીક અમૃતાસ્વાદનો લાભ આપે છે ને ભક્તિ પુષ્ટિ સંતુષ્ટિ પૂરક શ્રી ઇષ્ટ સદ્ગુરૂ દેવની કૃપા દ્રષ્ટિનો પરિચય સંપ્રાપ્ત કરાવે છે

આ નિયમો સર્વે રહસ્ય ગ્રંથોના સાર રૂપ જાણી પોતાના ધાર્મિક પ્રભાવાનુ કૂળ પરિવાર કુટુમ્બાદિ દી ક્ષિત આ બાલ વૃદ્ધ યુવા સ્ત્રી પુરૂષ સમુદાયે શ્રીસદ્ગુરૂ સમર્થ સર્વેશ્વર અંતર્યામી ઇષ્ટગુરૂદેવની આજ્ઞારૂપ સમજી પોતાની પરમ પવિત્ર ભક્તિ ભાવ અને સુખી શ્રેષ્ટ સર્વસુખ પ્રદ પરોપકારીણી સત્ય શુભ નેહેણીને સુખા-શ્યાર્થ સ્વીકાની અતિશય ઉત્સાહ સહીત સંયમ નિયમ

સંભળી પૂર્ણ પ્રમાણિકપણે પોતે પાળવા અને બીજા એને પળાવવા માટે સમ્યક પ્રયત્નવાન્ સદા હંસ વૃત્તિ પરાયણ બનવું.

૫

ઉપાસના લીધા પછી ધર્મશાસ્ત્ર ( સનાતન સમ્પ્રદાય ) વિરૂદ્ધ કાંઇ પણ મન કર્મ વચને દુષ્કૃત કરવું નહી તેમ નશો અફીણ તમાકુ ( ચમાકુ ) ગાંજો ભાગ ડુંગળી હીંગ લસણ ગાજર માસ ચરબી મદ્યાદિ કોઇપણ ભ્રષ્ટ ( નિષિદ્ધ વીખવાળા ) પદાર્થોનું ભક્ષણ નહી કરવું તેમ એના સંગી જે હોય તેઓની ( દુષ્ટ વિષયી અને વ્યસની લોકોના ) સંગ પણ કરવો નહી.

જેમા ઝીણા તંતુ જેવા પણ જીવની હીંસા નથાય તેવી રીતે અન્ન જલાદિક શુદ્ધ કરી સુધારીનેજ શરીર નિર્વાહ માટે ઉપયોગી પદાર્થો શાસ્ત્ર આજ્ઞા પ્રમાણેજ સ્વીકારવાં ને તે શ્રી સદ્ગુરૂ ઇષ્ટ દેવને સમર્પી પ્રસાદી રૂપ બનેલા હોય તેનોજ આહાર કરવો તે પણ શ્રી

પ્રભુની ઉપાસના કરીને પચવવા જેના વૈષ્ણવ સંત સદ્‌ગુરૂ પ્રિય સ્મર્ણ શેવા નામ ગુણ ગાન આદીથી યુક્ત પુનિત ( પવિત્ર -સત્સંગના પકારક શેવાશીલ વ્રતી વિવેક વાળો કવિષય કુકલ્પના કુટિલતા અ દિ વીનાની સત્ય પ્રિય સ્વધર્મ સદભાવ વાળી પ્રકૃતી છતા જેને પ્રભુ ભકિત સ્મર્ણ ગરભાર સંયુકત સત્શાસ્ત્ર સદ્‌ગુર આજ્ઞાનસાર નિહાર (વર્તણુક ) ધર્માચાર હૃદય છે તેવાઓના પ્રભાવ કર્ત અલૌકીક આત્મનિષ્ટા વાળો નિવડે છે માટે આહાર વિહાર પવિત્ર રાખવાની જરૂર છે તો રહેણી કરણી દૃઢ ટેક નિશ્ચય નેક નીતી સંભાળી પુર્ણ પ્રમાણિક પણે આ દુનિયામા આવી વર્તવું જોઇએ. ભુલે ચુકે પણ અનૃત (જુઠ અધર્મ) સાહુટ કપટ પ્રપંચ (પાખંડ) પાપ અચરણાદિને સ્તે નહી જવુ એટલે એવી બાબતોથી તેમ એવા આચરણ વાળા જનોના સંગ છોડી તેમનો ભરુસો રાખવા નહીં શાથી જે સંગ દોષથી બુદ્ધી ભ્રષ્ટ થાય છે તે માટે ચામડાનું જળ સુદ્ધાપણ છેડી દેવું જેટલો પવિત્ર આહાર તેટલોજ પવિત્ર વિવેક વિચાર આત્માના જ-

ગૃતિ ભક્તિનો ઉદય અને શ્રીઇષ્ટગુરૂદેવનો નિવાસ અંતઃકરણમા પ્રગટિત રહે છે. દાંભિક (ઢોંગધરનાર) મનગા રામાને ફસાવનાર અને ઉપરથી જે બગડ્યાની કોઇ પણ પ્રાણી પરિણામે અન્યનું હાની પ્રદ નિવડે છે તો મનુષ્ય અવતારમા આવી એવું આચરણ કરનાર હોય તેને સલીલ સાકુટ છલી આભાસ દરસાવી પરિણામે પોતાની ટેક તજાવનાર લંપટ જન હોય છે. એવું સંત ગુરૂ શાસ્ત્રનું સત્સંગ રહસ્ય સમજી દૂરથી જ દુષ્ટ સંગ અને અશુદ્ધ પદાર્થ છોડી અનુસરીએ તોજ આપણુ કરેલુ તપ ભજન સુકૃત સંયમ વ્યર્થ થાય નહિ વાસ્તે આ ભવ સુધારવા સ્વધર્મ કર્મસુચી સ્વભાવે સાચવી રાખવા અને જલકમલવત્ સહુથી સર્વોત્મ ભાવે સમજી સ્વાત્મશ્રેય સાચવીનેજ આ જગ તમા આવી સન્માર્ગે વર્તવુ જેની રહેણી કરણી સુધરી એની દેહ તો શું પણ કુળ સમેત સરવે સૃષ્ટિ સુધરી જાય છે જેનુ અનુકરણ કરવાથી મ્હોટી પદવી પામેલા મહાત્માઓ જે માર્ગે મહાત્માઓ અનુસર્યા છે તેજ માર્ગ શ્રેયસ્કર છે એવું શાસ્ત્ર સંત વિશ્વેપ કારણાર્થે

વર્ણવે છે કે (મહાજનો યેનગતં સપંથા) એ વિચારી ને આપણી સ્વધર્મ શ્રેણી સાચવી વિવેક યુકત વર્તવુ જોઇએ એવી સદ્દગુરૂ શીક્ષા (શીખામણ) આપે છે.

૬

કોઇની જુઠી સાક્ષી પુરવી નહિં અને કોઇના ઉપર જુઠો આરોપ મુકવો નહિ તેમ જુઠા પ્રસંગમા ઉભા રહેવુ નહીં અને સત્યથી વર્તવું. કોઇ સમયે કોઇનો પ્રાણ આપણે જુઠુ બોલવાથી બચતો હોય તો ગાય બ્રાહ્મણ તથા શુભ લક્ષણવાળા સંત પુરૂષાદિ કોઇ પણ પ્રાણિનો આત્માનો બચાવ કરવા માટે એક વખત માટે સત્યનો પાયો રાખીને પ્રકાર નીરથી જો જુઠુ બોલવાથી પોતાનો આસનો આવરદા ક્ષિણ કરીને પણ બીજાનો જીવ બચાવવો પરતું તદન જુઠુતો બોલવુજ નહીં ને તેવો પ્રસંગ બને તો તે પછી ૭ માસ સુધી મૌન વ્રત ધરીને ઇષ્ટ ગુરૂનું ૨૪૦૦૦૦૦ નામસ્મરણ કરી દેહને ભક્તિ યોગ્ય બનાવવો.

૭

વગર બે ાણુ જમીન પોતે ખેડવી નહિ અગર

બીજા કોઇના પાસે ખેડાવવી નહિ તથા ઢોરોને ચરવા જેવી જમીન પ તર હોય તે જમીન ખેડવી નહિ તેમ કોઇ પાસે ખેડાવવી નહિં. તથા તેવા જમીન કબજે લઇ ઢોરને ચરતા અટકાવવા નહિં તેમજ ગાયને દુઃખ સ્થળે પુરવી નહિં કે બીજા પાસે પુરાવવી નહિ અને સાધુ બ્રાહ્મણ બ્હેન ભાણેજ અતિથિ શરણાગત જીવ તેમ બીજા કોઈ અનાથોના આત્માને દુભાવવા નહિ કે તેમનું કંઇ નુકસાન થાય તેવી રીતે વાણીથી પણ વિગર સમજ્યો કષ્ટપ્રદ શબ્દ બોલવો નહિં.

૮

કીટ, પતંગ વીગેરે કોઇ પણ પ્રાણીને દુઃખ દેવું નહિં તેમ બિભત્સ એટલે ધમકીના ભયંકર અથવા ગાળોના કે અપશુકનના અયોગ્ય શબ્દો બોલવા નો સ્વભાવ સરખો પણ રાખવો નહિં અને શુભ વચન બોલવાનોજ પ્રચાર પોતાના કુટુંબની મધ્યે વા સર્વ ઠેકાણે પણ પવિત્ર વિચારમય રાખવા જોઇએ.

૯

ભૂત પ્રેત પિશાચ વીર રાક્ષસાદિની કોઇ પણ

મલિન ઉપાસના કરવી નહિં કે કોઇનો ચોરી દોરો કે બાધા માનતા કંઇ પણ કરવું કરાવવું નહિં તેમજ વેદ શાસ્ત્ર ગુરૂની આજ્ઞાથી વિરૂદ્ધ વર્તવું નહિં અને જૈન કૌલવ કપાલિ શાક્ત રામદેવપી સ્મુસલમાન આદિ જે બીજા અનેક માર્ગોના અનેક મતો છે તે સાંભળીને પણ પોતાના સિદ્ધાંત તથા ભ્રષ્ટ થવું નહી તેમ તે બાબતો સાંભળવામા આવે તો તે સંબંધી કંઇ પણ નિજધર્મની હાનિકારક બાબત નહી સ્વિકારતાં પોતાની ટેકને નિયમો સાચવી સ્વધર્મ કદાપી ત્યાગ કરવો નહિ. તાબુત વીગેરે જોવા નહિ અથવા તેની માંનતા કરવી નહિ. તથા અનેક પ્રકારે દુખી થતા પણ પોતાની ટેકને નિયમવાળા ભક્તિ વ્રતથી ભંગ પામવો નહિ જેથી જીવનો ઉદ્ધાર થાય છે માટે તે ગુરૂ આજ્ઞાથી દ્રઢ નિશ્ચય રહેવુ.

૧૦

કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર એ છ શત્રુ છે અને તેને વશ થવાથી માણસ આપઘાત કરી પોતાનો જીવ ખુવે છે અથવા બીજા જીવની મહા હિંસા કરે

છે તે માટ વૈષ્ણવોના અહિંસક ધમ હોવાથી વૈષ્ણ-
વોએ ઉપર કહેલા છએ શત્રુને વશ થવું નહિ.

૧૧

ઉપાસના લીધા પછી અષાડ શુદ ૧૫ એ ગુરૂ
પુર્ણિમાં કહેવાય છે માટે તે દિવસે ગમે તેવું કામ હોય
તો પણ ગુરૂનું પુજન કરવા માટે જરૂર શ્રીગુરૂ મહા-
રાજ પાસે જવું અને આઘા દેશાવરવાળા વૈષ્ણવોએ
ઇચ્છા પ્રમાણે ઉજવવાહિ કરવું તેમ દરેક પુર્ણિમાએ
ગુરૂકૃષ્ટિની પ્રાપ્તિ સારૂ વ્રત પુજન કરતા જે પ્રસાદી
આપી હોય તેને પણ ગુરૂ સ્વરૂપે માની સેવા પુજા
દિ કરી સ્વધર્મ સુધારવો તથા યથા શકિત પુન્યદાન
ધ્યાન સ્મર્ણાદિ નિત્ય નિયમથી અધીક કરવું જોઇએ
જેથી આ લોક પરલોક સુધરે છે ને તેથી જીવ પરમ
પદવીને પામે છે.

૧૨

ભકિત લીધા પછી ગુરૂ પરંપરાની પ્રથા પ્રમાણે
સર્વે નિયમો પાળવા માટે શિક્ષા ધર્મો પ્રથમજ જા-
ણીને વાકેફ થવું અને કીરતન ભકિતથી હૃદયનું ધ્યાન

બળ વધારી માનસ ઉપાસના દઢ કરી તત્વ નિષ્ટ થઈ ને અનેક જન્મના પ્રારબ્ધ વશ શરીર યાત્રા સત્ય ધર્મથી નિભાવતાં જન્માષ્ટમી રામનવમી, એકાદશી પૂર્ણીમા નૃસિંહ ચૌદસ રૂષી પંચમી વામન જયંતી દશરા દીપાચ્છવી આદિ બીજા જે ગુરૂદ્વારના મહત પુરૂષોએ સ્વધામ સંપાદન કરેલી તિથી હોય તે પર્વ ણીઓના ઉચ્છવ દિવસમામા પરથારે સર્વ સંત વૈષ્ણવ જનોએ ભેગા થઇ વ્રત ભંગ ન થવાય તેવી રીતે થાળ પ્રસાદ કૃપાનાથને શાન્ત પણે ધ્યાનથી ધરાવી ઉચ્છવ કરવો જેથી સદા શ્રી હરિની સહાયથી અનેક વિઘ્નોનુ નિવારણ થાય છે. આપણા ધર્મમા એકાદશીના દિવસે તથા બીજા ઉચ્છવોના દિવસે મહિમાન જાણવાથી તથા ચિત્ત સ્થીર ન રહે તે કારણથી ઉપવાસ નહિ કરતા પ્રસાદ લેવાની રીતી પડી છે. તે કેવળ ભજનાનંદી પુરૂષોને માટેજ છે તેમ તત્વ નિષ્ઠા વિગરના સંસારી જીવો માટ તેવી આજ્ઞા ન હોયથી ભજનમાં ભંગ થાય નહિ તેથી ફલ આહાર કરવાની અને ઉચ્છવ થયા પછી બાલક વૃદ્ધ અને આતુર માટે પ્રસાદ લેવાની

કોઇ પણ ચીજ પ્રભુને સમર્પણ કર્યા શિવાય ઉ-
પયોગમાં લેવી નહિ તેમ શ્રીકૃપાનાથને સહ વિચાર
યુક્ત વિવેક ભાવના સહીત તુલસીમાળા અથવા સતગુરૂ
ની માળા પધરાવી શ્રીગુરૂદ્વારા શ્રીકૃપાનાથના પ્રસાદી
કરીને પછી તે પદાર્થનો આપણે ઉપયોગ કરવો જ્યાં
સુધી તુલસી માળા કે ધરાવેલા થાળ પ્રસાદી પધરાવી
પ્રભુ પ્રસાદી થએલી ન હોય તે પહેલાં કોઇપણ સા-

આજ્ઞા છે તેજ કારણ સમજવું. જે મનુષ્ય ભજનમાંજ તલ્લિન રહીને નિત્ય એકવાર (નકત) ભોજન કરે છે તેને સદા શાસ્ત્રમાં ઉપવાસી ગણેલો છે તેથી ઉદાસી વૈષ્ણવોએ તેવા લક્ષની ભક્તિ આદરવાનું શિલ (સ્વ-ભાવ લક્ષણ) રાખવું જોઇએ એમ ગુરૂ આજ્ઞા હોવાથી વ્રત વિધીનો વિસ્તાર વધેલો નથી કારણ કે એક પ્રતિ વ્રતાની ટેક સમાન અનન્ય વ્રત ધારીજ જેહોય તેજ સાચો ભક્ત નિવડે છે ને તે માહાત્મ્ય જ્ઞાનને સમજી અંનુસરે છે વાસ્તે તેવા દરજ્જે પહોચવા પ્રયત્ન કરવો જોઇએ જેથી પરમ લાભ પામી શકાયછે

મગ્રીનો ઉપયોગ બાલ બચ્ચાઓએ પણ કરવો નહિ. તેવો ઘરના અગ્રણી મનુષ્યોએ રીવાજ પાડવો. તે એવી રીતે કે ઘરમાં કોઇ પણ ચીજ હોય તે ચીજનું નામ લેવા દેવામાં પણ અમુક ચીજ ( વસ્તુભાવ શ્રી સદ્ગુરૂની હરિની પ્રભુની કૃપાનાથની ગુરૂકૃપાની પ્રભુ માટે ગુરૂમાટે હરિજનો માટે ) કૃપાનાથની પ્રસાદી ધરીને વર્તાવવાની છે તેવી રીતે બોલવાનો સર્વે જનોએ અભ્યાસ રખાવવો. જેથી આત્માના નિર્મલ સ્વભાવને પુનિત અભ્યાસના પ્રતાપે સત્ય વ્રત ધારી રાખવાથી અનેક સંતાપોને નિવાર્ણ કરી મનુષ્યો અલભ્ય લાભ પામે છે.

૧૪

ભકિત પામ્યા પછી મરણ પાછળ ૨૧ દિવસ પછી થાળ ઉચ્છવ અથવા યથા શકિત પ્રમાણે રસોઇ વિગેરે જે કંઇ પરમાર્થ કરવું હોય તે કૃપાનાથને ઉદ્દેશીનેજ પરમાર્થ રૂપે કરવું. તે પરમેશ્વર પ્રીત્યર્થજ જે ભાવ ધરીને શ્રી હરિ ગુરૂ સંત અભ્યાગત ગૌ મ-

રિબ પક્ષી પ્રાણી ઇંત્યાદિકની સેવામા અન્ન વસ્ત્રાદિની જે સેવા પુણ્ય કરવામા આવે તેજ સત્ફળ રૂપ અર્થાત્ કલ્યાણ કારક બને છે આપણા સ્વધર્મે વર્તી પ્રથાને અનુસરીનેજ કરેલી રીતભાત પુણ્ય ધર્મથી કોઇ અલૌકીક સુખ પ્રદ નિવડે છે. જો સ્વધર્મના સંત વૈષ્ણુઓએ સદ ગુરૂએ અંગીકાર (સ્વીકાર) કરેલ હોય તો તદ ઉપરાંત ખટ દરશનની પણ અન્નવસ્ત્રાદિક સેવા કરવામા શકિતવાળા વૈષ્ણવોને એવી રીતે આજ્ઞા છે કે પોતાના બાનાના ભકિત વ્રતના બિરદને તથા પતિવ્રતાની ટેકને વ્રતથી ખંડિત ન થવાય તેવી સાવધાનીથી પ્રેમ પુર્વક ગમે તેટલો અન્ન વસ્ત્રાદિક સબંધી પરમાર્થ લાભ લેવા તે અહો ભાગ્ય (ધન્યભાગ્ય) છે પણ સ્વધર્મ ટેકથી ભંગ ન થવાય તેવી રીતે તે કરવું જોઇએ.

૧૫

સર્વ વૈષ્ણવાએ ૨૮ કિર્તન નિત્ય નિયમ કિર્તન ઉચ્છવ કિર્તન સાખી સબ્દ વિગેરે મુખ પાઠ રાખવા તથા જે સ્થળે જાઇએ તે સ્થળે આનંદ ઉચ્છવની વૃદ્ધિ

પૂર્વક નિઃશંક ભાવે વિવેક વિચાર યુકત કિર્તન ભકિતના મહિમાનો લાભ પોતે લેવો તેમ બીજા વૈષ્ણવોનેપણ તેવી ભકિત નીતીનો લ્હાવ દેવા સારૂ તલિન ભાવેથી ઇષ્ટ ગુરૂની આરાધનામાં પ્રવિણ કરવા, જેથી બન્નેને સવ તિર્થ વ્રત દાન યજ્ઞાદિનુ ફળ પણ તેવડે પ્રાપ્ત થઇ શકાય છે ને પ્રભુ કૃપાનો લાભ સર્વને પણ મળે છે. ભકિત પામ્યાં પછી કંઠિ તિલક વગર રહેવું નહિં અને અંતઃકરણથી તથા જીવ્હાથી ગુરૂએ આપેલા નામ સ્મરણ વિના રહેવું નહિ. અને જેટલું કાર્ય હોય તેટલુંજ સત્યન્યાય પૂર્વક બોલવાનો સ્વભાવ રાખી જેમ ભજન ભાવ તથા સ્મરણ બળ વધે તેમ વર્તવું.

૧૬

દિક્ષા લીધા પછી નીચે લખેલા આઠ પ્રકારના મૈથુનનો ત્યાગ કરવો જોઇએ જેથી તપોબળ વૃદ્ધિ પામે છે ને સર્વ પ્રકારે સુખી થવાય છે તથા શાસ્ત્ર ગુરૂ ગોવીંદની આજ્ઞાનુસાર શ્રેય સંપાદન કરી શકાય છે.

૧ કોઇ પણ પર સ્ત્રીને કુ દષ્ટીથી જોવું તે દૃષ્ટિ મૈથુનનો ત્યાગ કરવો તેમ સત્યશીલ સ્ત્રી જનોએ પણ પરપુરૂષ સંબંધે સમજી પોતાનો સ્વધર્મ સાચવવા પરિપૂર્ણ પ્રામાણિક પણે રહી બ્રહ્મચર્ય વડે તપતિ તેજ સાચવી ભવબંધનથી પોતાનું કલ્યાણ કરી લેવુ.

૨ પાપ બુદ્ધિથી પરસ્ત્રીના શરીરને અડવું તે સ્પર્શ મૈથુન છે તેનો ત્યાગ કરવો. મૈથુન એટલે પોતાના પ્રભુ સ્વરૂપના ધામનું લક્ષ ત્યાગ કરી અધઃપાત આત્માનો બને તેવી દુષ્ટ કરણી મનની જે પ્રગટે તેનુજ નામ છે તેને તજી દેવું.

૩ પાપ બુદ્ધિથી પરસ્ત્રીથી ગમે ત્યાં ગમે તે પ્રકારે વાર્તાલાપ કરવો તે આલાપ મૈથુન કદાપી કરવુંજ નહિ.

૪ પાપ બુદ્ધિથી પરસ્ત્રી સાથે એકાંતમાં વાતો કરવી અને જાહેરમાં મશ્કરી ઠઠ્ઠા જેવા શબ્દો કોઇને ઉદ્દેશીને કોઇ પણ સ્ત્રીના આકર્ષણ માટે ખોટી સાનો કે સંકેતની પાપમય વાતો કહેવી તે ગુહ્ય ભાષણ

મૈથુન છે તેનો ત્યાગ કરવો.

૫ પાપ બુદ્ધિથી પરસ્ત્રીના અંગને કોઇ ભાગપણ દબાવવો તે મર્દન મૈથુન કહેવાય છે તેનો પણ ત્યાગ કરવો જોઇએ.

૬ પરસ્ત્રીના સામું જોઇ અગર અંગનો સ્પર્શ કરીને ખુંખારો કે ચુંબન કરવુ તેનો મહાદોષ છે તેથી તેનો પણ ત્યાગ કરવો કેમ કે તે ચુંબન મૈથુન કહેવાય છે તેનાથી આત્માની તપ તેજ શકિત સર્વે નાશ પામે છે માટે કરવું નહિં

૭ પરસ્ત્રી સાથે ઉપર કહેલા છ પ્રકારો માંથી કોઇ પણ પ્રકારની આશા કલ્પના ધરી જે દુષ્ટચિંતવન (પાતકવૃત્તિથી દુષ્ટ ધ્યાન) કરવાથી સ્વપ્નુ આવે તે સ્વપ્ન મૈથુન કહેવાય છે માટે પરસ્ત્રીનું ચિંતવન કરવું નહિં તેવીજ રીતે સ્ત્રીએ પુરૂષોના પ્રસંગે દુષ્ટ મતી નહિ કરવી.

૮ પર સ્ત્રી સાથે સંગ દોષનો નિરીક્ષાદિની ક્રિયાથી પ્રત્યક્ષ વીર્યપાત કરવો તે મહા મૈથુન કહેવાય છે જેથી તે મનુષ્યનો આલોક અને પરલોક બન્ને સુધરતા નથી અને તે મહા પાપી સર્વ કર્મમાંથી ભ્રષ્ટ થએલો પતિત ગણાય છે માટે વૈષ્ણવોએ તે આઠે પ્રકારનાં મૈથુન સંબંધી કંઇપણ દુષ્ટ અભિલાષાઓ નહિ રાખતાં સ્વસ્ત્રીને વિષે પણ પ્રજા ઉત્પત્તિ જોઇએજ અને રિતુકાલ શિવાય તેજ ક્ષિણ ન કરતાં માસમાં એક વાર ગ્રહાશ્રમ જાણી અને ગર્ભ રહ્યા પછી પણ બાળ કની ત્રણ વરસની ઉમ્મર થયા બાદ માસમા એકવારજ કામ અપેક્ષાથી રૂતુ સમએ સ્વસ્ત્રીથી સત્યસ્વધર્મના વ્યવહારે કામ ભાવ પ્રજાને માટેજ કરવો તે દિવસના વિભાગને છોડી શુદ્ધ અને પવિત્ર શુકલ પક્ષની તિથીના વિચાર કરી મધ્ય રાત્રી પછીજ સંસાર વાસના ધરી ને તુર્ત સ્નાન કરી શ્રી હરિગુરૂનું સ્મરણ કરી પોતાના અપરાધને માટે ક્ષમા માગી સ્ત્રી પુરૂષ બન્ને જણાએ પવિત્ર પભાવે પ્રભુ ભકિત સંયુકત રહી વર્તવું. તે ગૃહાશ્રમીજનો માટે શાસ્ત્ર આજ્ઞાથી કલ્યાણ પ્રદનીતી

રીતી સત્યને બાધન આ તેરો લૌકીક ધર્મ છે એ પાળવો.

૧૭

ભક્તિ પામ્યા પછી રજસ્વલા ધર્મ ચાર દિવસ છેટે અસ્પર્શપણે રહેવું તેવો છે તથા પ્રસુતિકાનો ધર્મ પણ તેવીજ રીતે સવામાસ સુધી પાળવાનો છે તે બરોબર પાળવો અને ઘરની મધ્યે કોઇપણ ( ચીજ ) વસ્તુઓ એઠી જુઠી કે બાળ આદિની લઘુ શંકાનાં છાંટાવાળી કે કાદવ કચરાવાળી તેમ બાળકોના લાળ સિંટ વિષ્ટા કે અપવિત્ર પદાર્થથી અથવા કોઇ પણ મદ્યમાંસાદિ જેવા ભ્રષ્ટ પદાર્થથી અશુદ્ધ શએલી રાખવી નહીં જોઇએ કેમકે અનાચારથી આ લોક પર લોક નષ્ટ ( બગડી અકલ્યાણ ) થાય છે વ માટે આચાર વિવેક વિચાર પુરઃસર સદૈવ સભ ળી રખવો જેથી સર્વ લાભ પરમાનંદ વાધે છે તેમ હિ સિદ્ધી સાંપડે છે ઘરમાં જ્યાં ત્યાં ચુકીને કે લીટ કાઢીને અથવા ગંદકીથી કે એંઠવાડથી જુઠવાડથી અપવિત્ર કરીને અશુદ્ધ સ્થળ કદાપી કરી દેવું નહી જેનાથી દેવ ધર્મ નો વાસ પોતાના આવાસમાં બન્યો રહે છે

૧૮

સવારમાં વહેલા ઉઠી ગુરૂ ઇષ્ટનું ધ્યાન કરી સૌચ મુખ માર્જન સ્નાન વીગેરે કરી અહોનિશ પ્રભુ પરાયણ રહેવું અને ઉપરના નિયમો પાળવા

૧૯

ગમે તેવા કાર્યમાં પણ પોતાના ગુરૂઇષ્ટ કંઠી કે ધર્મના અને ગુરૂગાદીધામ સ્થળના સોગન ખાવા નહિ તેમજ ક્રાટ પતંગ આદિ કોઇ પ્રાણી દેવ મનુષ્ય સંત ગાય પૂજ્ય વર્ગ બ્હેન ભાણેજ પ્રજા વર્ગ ઇત્યાદિક કોઇના પણ સોગન ખાવા નહિ કારણકે આપણી માનસીક ઉપાસના હોવાથી સર્વેના અંતરમાં ચૈતન્ય ભાવે ઇષ્ટ તત્વ વિભુતી રૂપે એક છે માટે સંસાર પ્રસંગના વ્યવહારમા ધર્મ ભેળી સોગન ખાવા સાચીજ રીતે હોય તો પણ મહા વિરૂધ્ધ (પાપ કર્મ) ગણેલું છે તે માટે સમ ખાઇને પોતાના તપ ભજનથી ક્ષિણ થવું. જોઇએ.

૨૦

વૈષ્ણવોએ માનસીક ધ્યાનથી પોતાના નિત્ય નિયમ

મંગલ આરતી સારંગ કે સંઝયા આરતી કરીને જે પ્રણામ કરવા તે દક્ષિણ દિશા વિગર પુર્વ પશ્ચિમ કે ઉત્તર દિશા તરફ મુખ રાખીને અથવા ગુરૂ ઇષ્ટદેવનાં જમણી બાજુએ કે સનમુખ બેસી પદ્માસનવાળી ખોળામાં બે હાથ જોડી આંખ મીચી હૃદયને વિષે પોતાના પ્રાણ રૂપે સ્ફટિક વર્ણ તુલસીનાં કુંડલ કંઠીબાલ તિલક યુકત પ્રત્યક્ષ જ્ઞાન મુદ્રાથી વિરાજીત સત ગુરૂ મન મંદીરમાં આત્મધામ મધ્યે ચિદ્દઘન સ્વરૂપ શ્રીરામકૃષ્ણ પરબ્રહ્મ જેના નામ છે તેવા આદ્ય અજર અચિંત પુરાણ પુરૂષોતમ વસે છે તે સ્વરૂપનું ધ્યાન આત્મામાં તદ્રુપપણે કરવું અને તલ્લિંનતા થવાનાસમયે પંચ પ્રાણોના સંચારથી આઘાત પ્રત્યાઘાતના પ્રકારે કરીને મસ્તકમાં શબ્દીત થતા દશનાદોના ધ્વની સાથે શ્વાસો શ્વાસની ગતી લીંન કરી મૂળ મંત્રથી આવાહન

૧
આસન, પાદ્ય, અર્ઘ, આચમન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવિત
૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
ચંદન, પુષ્પ, ધુપ, દિપક, સુંગારાદિક, સ્તુતિ, પ્રદક્ષણા

૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫
૧૬

કુંભાસન, એટલે

[ સર્વ વ્યાપક આ વિશ્વમાં પ્રભુ જાણી અંતરમાં પ-ધરાવવા પછી ઇષ્ટ ગુરૂમય સર્વે છે તેવી પવિત્ર દ્રષ્ટિ કરી આંખ ઉઘાડી જોવું ] તે ષોડષ ઉપચાર માન-સીક પુજાવા પુર્ણ પ્રેમથી કરીને નિત્ય પ્રાર્થનામાં સ્તુતિ ભાગની રામકૃષ્ણાદિક પ્રભુના નામ યુક્ત શ્રીજી બાવા સતગુરૂની સાખીયો જે આવડતી હોય તે ભણી પોતાના ઇષ્ટ ગુરૂનું સ્મરણ કરી અનંત કોટી વૈષ્ણ વચાર સંપ્રા-દાય બાવનદ્વારા ગ્યાની ધ્યાની.ગુપ્ત-પ્રગટ અપ અપને ગુરૂગોવિંદકો મંગલ આરતિ કે તથા મધ્યાને સારંગ સમયના અને સંધ્યા સમયે સંધ્યા આરતિ ના શ્રી રામ કબીર એમ કહી પ્રણામ કરી પરચરી વીગેરે બોલી પોતાનો નિયમ પુરો કરવો તેવી રીતે મધ્ય રાત્રે બિહાગ સ્તુતિના પંચમ વખતે મંગલ આરતિ કર્યા પછી ઉપર કહ્યું તે પ્રમાણે રામકબીર કહી પ્રણામ કરવાનો વિધિ પુરાતન રીતી પ્રમાણે જેમ કરીએ છીયે

તેમ નિયમિત પ્રમાણે કરવાથી કૃપાનાથની સદૈવ કૃપા છાયા બની રહેવાથી વૈષ્ણવોનું કુશળ કલ્યાણ મન વાન્છિત પૂર્ણ થાય છે એ આશ્રય અનાદિ છે ને અંતર ગત છે એથી આત્માની પવિત્ર ભાવના આપો આપ એ પ્રભુ પોતાના બાંનાના બીદ બળથી સદ્‌ગુરૂ વાણી શુભાશીષ વચન સહાયથી ને સંતગુરૂ શેવા સત્સંગના સુભાગ્યથી શ્રવણ કીર્તનાદિ ભકિત પ્રભાવે સ્વરૂપ ભક્તને આત્મીય લક્ષ આપી નીજપીંડ પ્રાણાન્તર્ગત જે પ્રાગટય છે તેથી સુખશાન્તી ગતી મુકતી અદભુત અલૌકીક ચમત્કૃતિ પરમાનંદ લાહાવ આપે છે. કારણ કે ઇશ્વર અંતકરણની પ્રીતી રીતીને વસ્ય થઇ આ જીવ દીનતા ધ્યાન વૃદ્ધી કરી સદ્‌ગુરૂ વચન આધીનતામાં અનુસરી કેવું સ્મર્ણ સિદ્ધ કરી શું વિચારી કેવા વિશ્વાસમાં વર્તીએ શું કરે છે એનોજ વિચાર કરી આ ભવવારિધીથી ભકતોનો ઉદ્ધાર કરે છે એ દ્રઢ નિશ્ચય ન છુટે એટલે આનંદ વર્તાએલા સમજવો એજ આ મનુષ્ય અવતારમાં આવવાનું પ્રયોજન છે. સત્શાસ્ત્રો સત્પુરૂષાર્થ જન્ય ભાગ્યોદય અથવા સ્વાત્મ સમૃદ્ધી

સામ્રાજ્ય સિદ્ધી અસ્ખલીત અર્હૈત લક્ષ લાભ પરમ સ્વતંત્રતા સત્યવ્રત પરિશીલ શત્રુઘ્ન કહેછે તે એનું જનામ છે "શાખી" એક હિસોચિય બાત ઉર-અહકિ આત્મ આધાર ॥ સમજ સ્મર્ણ કર સજન સત સુધરી જાત સંસાર ॥૧॥ વારહિવાર પ્રણામ સત્ ગુરૂ પદ સેત સુભાય ॥ મિલૈન મોંકો બહુરિયહ ગુરૂગોવીંદ ગુનગાય (૨) વૈષ્ણવ જનનવિ સારિથ સુકૃત શદ્ગુરૂ સેવા સત્સંગ શિક્ષા મન શમજ દેહ સુધરિ હોઉ દેવ ॥ ૩ ॥

## વિશેષ વક્તવ્ય.

આ પુસ્તકમાં મંગલ આરતીથી આરંભી સર્વે સમય ઉત્સ્વોના પદો આપણા ઉદો ધર્મ પંચરત્નમ છપાએલાં હોવાથી તેમ જેને પાસે ન હોય તેઓએ સ્વધર્મ રહસ્યાત્મક છે તે પોત પોતાના ગુરૂ પાસેથી સમજીને લખી લેવાં ઉચીત હોવાથી એને ગુજરાતી અક્ષરમાં છપાવ્યા નથી તો જેઓને અપેક્ષા હોય તે-ઓએ શુભ અવસર પામીને અથવા અવકાશ લેઈ યોગ્ય સમજાય તે સદ્ગુરૂ સંત ગુરૂ સહવાસમાં રહી અનેક સંદેહોનું નિવારણ કરી ભક્તિતત્વ અમૃત

સંપાદન કરવાનો લ્હાવ લેવા અવશ્ય આતુરતા ધરી જેમ બને તેમ પવિત્ર સાધનોનું અવલંબન કરી પોતાનું શ્રેય સીદ્ધિ કરી લેવા માટે ચુકવું નહી. આયુર્દા ક્ષણે ક્ષણે ઓછો થાય છે. જ્ઞાનતંતુ ભવ પ્રવાહ માં નિર્બલતાને પામેછેતેથી કશુંએ સુકૃત નહીં કરી શકાય માટે સવેળા ચેતી આપણ ઉદ્ધાર માટે મળેલો અમૂલ્ય સમય નહીં ગુમાવવો જોઇએ. અનેક જનો પોત પોતાના સ્વધર્મનુ સુખ શાંતી વૃદ્ધિ કરી સંરક્ષણ કરતાં આ લોક પરલોક સફળ કરે છે જીવનનો લાહાવ સ્વધર્મ વૃધ્ધિનો લાભ લેઇ સુયશ લાહાવ સંપાદન કરી સર્વ પ્રકૃતિ પુણ્યઇનો પરમ લાહાવ લેઇ કૃતાર્થ બને છે ને સફળ સમુદ્ધાર પામે છે તેવા સ્વધર્મ ધુરંધર પ્રેદાન પ્રવીણ વીર પુરૂષો સદગુરૂના સત્યવ્રત શીલ લક્ષણ સંપન્ન સજ્જનોજ આ સૃષ્ટિ માં સનાતન હીંદુધર્મનું સંરક્ષણ કરે છે માતાને તેમ પીતાને પૃથ્વીને અને લૌકિકને અને ધાર્મિક સંબંધી ઓને ધન્ય ધન્ય અવતાર કરાવીને પોતાનું સાર્થક કરે છે.

એ માટે આવી શુભ સંમતીને ઉન્નતીમા આણી ધાર્મિક અભિવૃદ્ધિ માટે અનુભાવિ સુજવર્યોને જેમ ઉચીત સમજાય એમ પોતાના અભિપ્રાયો પ્રદર્શિત કરી સહાય દેશે તો યથા શકિત મતિ પ્રમાણે શેવા કરવાનું સૌભાગ્ય અમને પણ સંપ્રાપ્ત થશે એવી ઉચ્ચ આનંદોર્મિથી અંતર્યામીને વિનવી અભ્યર્થના કરવાની એકે આહાવા ધર્મકારણો નુધારવાને શ્રી સદ્ગુરૂ ઇષ્ટદેવના પરમ પ્રિતીવાન ભકતોને આયુર્ત પ્રીતી ભકિત નીતી રીતીનુ દાન પ્રભાવ જ્ઞાન સમહાત્મ્ય સર્વાન્તયામીજ સ્વાત્મમધ્યે સમર્પણ કરે છે એજ મનોરથ.

**કી. મા. કે. મા.** ની શુભાશીષ.

આ પુસ્તક પોતાની સેવામા ઇષ્ટ ગુરૂ દેવની આજ્ઞારૂપ માની એને સેવાની પોથીમા રાખી મર્યાદ પુરઃસર રાખવું અભકતને આપી અનાદર થાય નહીં તેવું ધ્યાન રાખવાથી ઇશ્વર એની લજ્યા મર્યાદ રાખી સુખી કરશે તે જાણવું.

[ हरिः ॐ ]

**શ્રી પુરાણ પુરૂષોત્તમાય નમઃ**

# વૈષ્ણવ શિક્ષાવલી

## ભાગ ૨ જો

### દોહો.

ધર્મ વધાર્યા ધનવધે, ધન વધે મન વધિજ જાય,
મન વધે મહિમા વધે, વધત વધત વધિ જાય ॥

પ્રકાશક,

**મા. કેશવલાલજી બાપાલાલજીએ પોતાને માટે**

સંવત ૧૯૮૨ વસંત પંચમી.

મળવાનું ઠેકાણું,

**તુળસી મંદિર મુ. પો. વડનગર** ( ગુજરાત )

## હરિ ૐ

## શ્રી વૃન્દાવન વિહારિણે નમઃ

## અથ શ્રી

## મહીમા પંચક પ્રારંભ્યતે.

### મંગલાચરણ—દોહા.

સતગુરૂ વાણિ ગણેશ રટિ, સંત ભકત સમુદાય
મહિમા પંચક શ્યામકો, મુદ ધરિ લિખત મનાય ॥૧॥

( ૧ )

### ॥ શ્રી સતગુરૂ શરણનો મહીમા ॥

### દોહા.

સતગુરૂ શરણું સાર જગ, અવિચળ પદ આધાર
ઉદય ભાગ્યનો થાય તો, પામિ લહે ભવપાર.

॥ રાગ (બરવા) દેશી ઘોળ તાલ દીપચંદી ॥

### પદ.

સાંભળજ્યો સતગુરૂ શરણનો મહીમા; નારદને કહે
બ્રહ્મા ॥ ટેક.

સન ગુરૂ શ્રી હરિ ધામ સ્વરૂપે જગ તારણ જન જોને
શ્રી પરબ્રહ્મ શરણ પ્રદ સ્વામી પ્રગટયા જીવન પોતે
રે ॥ સાં. ॥ ૧ ॥

દરશનથી ત્રય તાપ દુર થઇ જન્મ મરણ ભયજાય
અમિત ભવોના પુણ્ય જો ઉઘડે, તો ગુરૂ પદ રતિ
થાયરે ॥ સાં ॥ ૨ ॥

ચરણ શરણ રહિ ગ્યાન ગૃહી ચિત, ઘટ લહિ ગુરૂ
ગોવિંદ
સરસ ભક્તિ દ્રઢ ટેક સુધારીતો, ઉપજે અખંડ આનંદરે
॥ સાં ॥ ૩ ॥

સુર દુર્લભ મનુષ્ય તન પામી. રહે નવ નિગુરો જેહ
પુણ્ય અનેક સબળ તે પામે, આથડે નવ ભવ એ
હરે ॥ સાં ॥ ૪ ॥

કોટિ જન્મનાં કિલબીષ કાપી અવિચળ પદવી આપે
ઇશ્વરી ધામ ઉદય લહે અંતર પટ શત્રૂ ન સંતાપેરે
॥ સાં ॥ ૫ ॥

પામે અનુગ્રહ આપે પ્રભુનો ગુરૂ ગોવિંદ ગુણ ગાવે

અહોનિશ શાન્ત મને સુચરણ ધરી સકુલ ગો લોક
સિધાવેરે ॥ સાં ॥ ૬ ॥

પતિત ઉધારણ જન સુખ કારણ તારણ તરણ પ્રતિજ્ઞા
પામી પ્રણ સદગુરૂ પ્રભુ સેવે, વિરતી લહે મતી વિજ્ઞારે
॥ સાં ॥ ૭ ॥

શિવ બ્રહ્મા સનાદિક વિષ્ણૂ મુની ગુરૂ સુર મય રૂપ
મોહન મન મંદિર મેંવાસી, અકળિત ઓજ અનપરે
॥ સાં ॥ ૮ ॥

એક અદ્વૈત આરાધન અંતર, ધાગ્ણા ઇષ્ટ સુધારી
વાસુદેવ વિશ્વાત્મક વ્રત્તિ પરમાનંદ પ્રદ પ્યારીરે
॥ સાં ॥ ૯ ॥

એવા સતગુરૂ સેવિ અલૌકીક, પામે લાહાવ તજી પાપ
ષટશત્રૂ શ્રમવેગ વિષય વિષ, ટાળે ગુરૂ પરતાપરે સાં. ૧૦
ઇષ્ટ ગુરૂની વિભુતિ વૈષ્ણવ, સદ્વ્રત સત્ય સ્વધર્મ
સુરદાસ જન શ્યામ કૃષ્ણરટિ અન્યાશ્રયન અધર્મરે સાં૧૧

દોહા

સતગુરૂ મહીમા સાંભળો, ગુરૂ ગોવિંદ ગુણ માય

પ્રેમ ભક્તિ રસ પાનથી, દિલમાં હરિ દરસાય ॥૧॥

## ॥ અથશ્રી છાપ તિલકનો મહીમા ॥ ૨ ॥

દોહા

છાપ તિલક મહિમા સુણી, જીવ જે હરિજન થાય
સત ગુરૂ શ્યામ રટત સદા જન્મ સકલ હુઇજાય

પદ ( રાગ ઉપર પ્રમાણે )

સાંભળજો છાપ તિલકનો મહીમા નારદને કહે બ્રહ્મા॥ટેક॥
શુધ્ધ શરીરે છાપ શ્રીહરિની શોભતાં સુરગણ સર્વ
ભાલ તિલક પદચિન્હ પ્રભુનુ દેખિ નમેતજી ગર્વરે
॥ સાં ॥

અંતર એક ટેક અવિનાશી, ઉદિત ભક્તિ અધિકાર
પ્રભુપદ ગુરૂકર તુલસી અરપતાં, વિરમેછવેગ વિકારરે
સાં. ॥૨॥

શંખચક્ર ગદાપદ્મ સોહતાં, સંત પાર્ષદ સંગ
વૈકુંઠ ધામ શ્રૃંગાર વિભુષિત, હૃદય વિરાજે શ્રીરંગરે॥૩॥
ગોપી ચંદન પરસતાં ગાત્રે, બંધ મુકતનિર બાધ
સિધ્ધ વૃત્તિ સમર્શિ સદાબને, ઇશ્વર ધ્યાન અગાધરે

ગોવિન્દ ગુણગાતા અગજગના, જીવતરે જન જેહ
દેવ મનુષ્ય પિતૃ ઋષિઆદિક, રણ ન રહે તન તે હરે ॥૫
દિવ્ય લાભ દરસે સુર દુર્લભ, પણ નવ આશા પ્રગટ
પામે પ્રસાદ પ્રભુનો પોતે, લેશ નમન લગનિ ઘટેગો॥સા॥૬
એ સુખ ઊ.પતિલક સહુઆપે, અવીચળ ધામ અનપ
દાસ પ્રભાવ ભાવલહે દેવી, ભાગ્યવંત થાય ભુપશે॥૭॥
વાયડ નામ બલેનર્ક નિવારે, તારે લોક ત્રયતાપ
ભકરંપે પ્રભુ પાર્ષદજનથી. હોય સનાથ લહિછાપરે ૮
તિલક સાર ત્રીલોક તત્વસુચિ, અધમો ધ્ધારણ એહ
ગુરૂપ્રતાપ ગોવિન્દ ગુણગાતાં, વિરતિ ભકિત વધે વ્રદ ૯
જમક વૈકુઠ જતા જમદ્વારે, નારકી જીવ ઉધરિયા
તિલક છાપ તનછાયા પ્રતાપે ત્રિભુવન પાતકિ તરિયારે
છાપ શ્રીપતિની જોતાં શરીરે દેવિદેવ તજે દાય
સ્હાય સદાસહુ વિધસંતોની, કરવા કિંકર થાયરે ॥૧૧॥
સુર સનકાદિક શેવ સમરપે, સંગ સ્વધામ સિધાવે
નિજ ગુરૂઇષ્ટ ચરણ આશ્રયમાં આરૂઢ કરિને આવેરે ૧૨
એ જન અવિનાશી અવતારે વિણ બંધન અહીં આવે

સુરદાસ જન સ્યામ શરણુલહિ, પ્રેમ પદારથ પાવેરે ૧૩

દોહા

છાપ તિલક મહિમા સુચી, ભણે ગણે ધરિભાવ
રટે નામ શ્રીહરિતણુ દુર ટળે જમ દાવ ॥ ૨ ॥

**॥ અથ શ્રી તુલસી કંઠીનો મહીમા ॥ ૩ ॥**

દોહા

શ્રી તુલસી કંઠીતણો, સમજી મહિમા સંત
સ્મર્ણ કરે ગુરૂઇષ્ટનું, ખલક છોડિ ધરિખંત ॥૧॥

પદ ( રાગ ઉપર પ્રમાણે )

સાંભળજો તુલસી કંઠીનો મહીમા, નારદને કહે બ્રહ્મા ટેક
તુલસીમાલ ધરતા નિજકંઠે, સતગુરૂ મંત્ર સ્વિકારી
રામકૃષ્ણ રટતાં જીવતારે, ભવ બંધનોય બિખારીરે ।૧।
આશ એક અવિનાશીની અંતર, સ્મર્ણ સજે દુખ સુખમા
નીતિ ન છોડે દેહ નીભાવે, માધવ રટના મુખમાંરે ।૨।
સંત ગુરૂદ્વિજ ઇષ્ટ નદુભે, દ્રેહથી વિષય વિરામે
અંતર્ગત ઇશ્વર અવલંબી, પરમભક્તિ પ્રણપામેરે ।૩।
. દુષ્ટ ન નિંદે તેમ અલ્હાદે, જસ જગમાં હોય જેમ

વિક્રમથી તાન લગાવે, નિત્ય નિભાવેત્રી નેમરે સાં. ।૪।
ષટ્રિપુના સંસર્ગને છોડી, સત્ય ભક્તિ સુખ સાધે
પાપ પ્રકૃતી પરહરી પ્રીતે, લક્ષ અલૌકીક લાધેરે સા ।૫।
ગુપ્ત ભાવ ગોવિંદ ગતિ જાણે, સતગુરૂશીક્ષા સેવે
મનમણિ મોહન નાસા મૌકિતક, લક્ષ ચરણ લહીલે
વેરે ॥ સા ॥ ૬ ॥

ઉધરે કુળ અનેક એ જનનાં, ધન્ય માત પિતુ ધરણી
માતુલમીત્ર કુટુમ્બ પુરોહિત, પાવનત્રિયજે પરણીરે ।૭।
અન્ન ઉદક ઉત્તમ આહારની, અંતર હોય પ્રસાદી
તુલસી ધરી સુકૃત જે સાધે, અમિત ગણે શિવ
આદીરે ।૮।
નેહ ધરી પિતરીગણ નાચે, સદ્ય વૈકુંઠ સિધાવે
સુરદાસ જન શ્યામ શરણ લહિ, પૂર્ણ બ્રહ્મ પદ પાવેરે
॥ સાં ॥ ૯ ॥

દોહા

મહિમા તુલસી કંઠિનો, ભણે ભાવ મન ધારિ
સત્ય ભકિત દઢ ટેકથી હૃદય વસે ગિરિધારિ ॥૨॥

## અથ શ્રીહરિના ચરણામૃતનો મહીમા ॥૪॥

દોહા

ચરણામૃત અચ્યુતનૂ પિયે પ્રેમથી પાય
દ્રગ મસ્તક હૃદયે ધરે પાતક પ્રલ્લય થાય ॥૧॥

પદ ( રાગ ઉપર પ્રમાણે )

સાંભળ જયો હરિ ચરણામૃત મહીમા, નારદને કહે
બ્રહ્મા ॥ ટેક ॥

શંખ સમુદ્રમાં મચ્છ પ્રભુના, સ્પર્શથી અધમ ઉધરિયો
શ્રીગુરૂપુત્ર પ્રદાનમિ સેવળી, દુષ્ટમી મુખ ધરિયારે ।૧।
ન્યો છાવર જળ તેહનું અંગે, પરસતાં પાવન થઇયેં
આરતિ દરસન કરવા ઉમંગ, નિત્ય નિયમ ધરિ
જઇયેરે ॥ સાં ॥ ૨ ॥

ચંદન ગોમતિ ચક્ર દ્વારિકા, શંખગંગા જળ ધરિયાં
વૈષ્ણવ દ્વિજગુરૂવેદ મંત્રથી પુરૂષ સુકત ઉચ રિયાંરે ।૩।
સ્નાન અભીષેક તુલસી સમેત શ્રી, વિષ્ણુ નારાયણે કરિયાં
રાજન તામ્રપાત્રમાં વૈષ્ણવ,મંત્ર ભણંતા ભરિયાંરે ।૪।
હાથ ધરે માહા પાત જાઇ, આસુરિ ભાવ મુકાંઇ

ગીતા ભાગવત રામ કથા ભણિ કોટી તીરથ ફલ થાંઈરે ।૫
દિત્તગ દક્ષિણ પૂર્વને પશ્ચિમ, ક્ષીર સાગર નિત્ય ન્હાય
તે ફળ હોય ચરણામૃત પીધે, બ્રહ્મ હત્યાદિક જાયરે ।૬।
શ્રી ગંગા યમુના જળ લાવે, શ્રી જીની ઝારી ભરાવે
એ ફળ હોય ચરણામૃત પાને, મૃત્યુ અકાળે ન આવેરે
વ્યાધિ અનેક પ્રકારની વણસે, જન્મ જરા ભય જાય
પરબ્રહ્મપદ પોતે પામે, મુકિત માયાથકિ થાયરે ॥૮॥
વસ્ત્રવામ કરપર ધરિ દક્ષિણ, કરથી ચરણ જલપીજે
સર્વે પવિત્ર સ્વભાવ કરીને, સતગુરૂ શરણુ લીજેરે॥૯॥
ધ્યાન છતાં ધરણી પર ઢળતાં, અવનિએ વખાણ કીજે
વિનય ક્ષમાપન કષ્ટ ગુરૂપદ, વંદિશેવ આદરિ જેરે ।૧૦।
લૌકિક જીવ સદા અપરાધી, નામ રટી ભવ છુટે
સૂરદાસ જન શ્યામ સ્મરણનો તાર અખંડન ટૂટેરે ૧૧

દોહ।

ચરણામૃત મહિમા ભણે, રક્ષક તેનો રામ
ભકિત મુકિત પ્રભુ પદ લહે, નિજમન પુરણ કામ।૪।

**॥ અથ શ્રી પ્રભુ પ્રસાદ મહીમા ॥ ૫ ॥**

દોહા

મહા પ્રસાદ મુરારિના, મુદિત ધરે જે મૂખ
પ્રભુ પદ સહેજે પામશે, કદી ન જન્મે દૂખ ॥૧॥

પદ ( રાગ ઉપર પ્રમાણે )

સાંભળજ્યો પ્રભુ પ્રસાદના મહીમા નારદને કહે બ્રહ્મા
॥ ટેક ॥

પૂર્વના પુણ્ય મળે તન માનુષ, સતગુરૂ શરણૂ પામે
મળતાં મહાપ્રસાદ કણમાત્રે, વીધ્ન અનેક વિરામેરે ।૧।
ઉદરમાં જો પ્રસાદ આયુજામે, દેહ બને તેનો દેવ
સુ મરણ ધ્યાન નામ રટિ સંતત, સુધરે જન્મ કરિ
સેવરે ॥ સાં ॥૨॥

પામિ પ્રસાદ સદાશીવ પોતે, પારવતી પરહરિયાં
નારદ શારદ કાકભુશુંડે, કાયાનાં સાર્થક કરિયાંરે ॥૩॥
શેષ સહસ્ત્ર અઠયાશિ મુનીશ્વર, વૈષ્ણવ સુરગણ વહાલા
પ્રિય પ્રસાદ પામે પદ પ્રણમી, કરતાં કાલાવાલારે ।૪॥
એ પ્રસાદ અંતરગત અક્ષય, આતમરૂપ ઓળખાવે
સુરદાસ જન શ્યામ શરણ લહી, વ્રજ વૈભવ ઉર આવે

દોહા

પ્રભુ પ્રસાદ મહિમા ભણે, પાય વદન ધરિ પ્રેમ
સત્ય ભાકત જો સાચવે, નાથ નિભાવે નેમ ।।૫૯।।

ઇતિશ્રી

સુક્ષ્મ મહીમા પચ્ચીસી સંપૂર્ણ મગાત્

---



( હરિઃ ૐ )

શ્રી પુરાણ પરષોત્તમાય નમઃ

# વૈષ્ણવ શિક્ષાવલી.

---

## ભાગ ૩ જો

### દોહા

ધર્મ વધાર્યા ધન વધે, ધન વધે મન વધી જાય
મન વધે મહીમા વધે, વધત વધત વધિ જાય ॥

પ્રકાશક,

મા. કેશવલાલજી બાપાલાલજીએ પોતાને માટે

સંવત ૧૯૮૨ વસંત પંચમી

મળવાનું ઠેકાણું

તુલસી મહીરામ. પો૦ વડનગર (ગુજરાત.)

# સુક્ષ્મ સ્મર્ણ મંત્રો પદેશઃ

## શ્રીરામ કબીર સત્ય છે.

### (૧) પ્રભાત સ્મર્ણ-સાખીઓ.

શ્રી પદ્મનાભ પરબ્રહ્મ, પદ, રહો હૃદય નિરધાર
અહનિસ સ્વાસોસ્વાસ પ્રભ, આપો દઢ આધાર ॥૧॥
હરતાં ફરતાં બોલતાં, ખાવત, પીવત ખેલ
ઊઠત બેઠત પ્રશ્વરા બળવંતા છો બેલ ॥૨॥

### (૨) પૃથ્વીપદ ધારણ મંત્ર

અવની માત કરો ક્ષમા, ચરણ ધરણ ચહદાસ
ક્ષણ ક્ષણ રક્ષા રામકી, વચન સત્ય વિશ્વાસ ॥૧॥

### (૩) લઘુ શંકા મંત્ર.

ક્ષિતિ માતા કરીઓ ક્ષમા, લઘુ શંકાકત દોષ
શુદ્ધ કરત સંદેહ બિન, પલપલ બાલક પોષ ॥૧॥

### (૪) દીશામંત્ર

મહી નજત મલ-તુમ ઉપર, અંબછમો અપરાધ
બાલક જાણી દેહુ બલ, સકલ સુકારજ સાધ ॥૧॥

(૫) પ્રતીકા ગ્રહણ મંત્ર

પ્રતિકા સબ પ્રમાંડકી, ઢાંકત લજ્જા ઢંગ
કરિ પાવન મન કૃષ્ણપદ, રાખો ભકિત રંગ ॥૧॥

(૬) દંત ધાવન મંત્ર

આયૂ બલદે ઔષધી, અમ્રત આશીર્વાદ
સુખ મુખ જીવ્હા શ્રીહરી, સતગુરૂ સુમરણ સ્વાદ ॥૧॥

(૭) સ્નાન મંત્ર

માન સરોવર ગોમતી, ગંગા યમુના ઘાટ
સ્નાન સકળ જલસારદા, વિધુ ભાગાદે વાટ ॥૧॥
વિરજા સરયૂ કાવરી, હરિગુરૂ સંત હમેશ
પદરજ જલદે પુનિત મન, રાખો વાસ રમેશ ॥૨॥

(૮) વસ્ત્ર ધારણ મંત્ર

વસ્ત્ર ધરી કાયા વિમલ, કરકોપિનકો બંધ
લાજે સતગુરૂ પડલજો, પારાકોપર બંધ ॥૧॥

(૯) દર્પણ મંત્ર

દર્પણ જેસા દીલકર, દેખત નિજ દેદાર

અંતર ભ્રમ કો અલગ કર, મિરો સજ્જન હાર ।૬।

(૧૦) તીલક મંત્ર

તિલક સાર ત્રીલોકમેં, રામ કબીર વિચાર
સતગરૂ પંઝાશીરપર, અવિચળ પદ આધાર ॥૧॥
છાપ સબલ નિજ ફ્ટિકી, જમ કોય લન જોર
પતિ તનકો પાવન કરત, નર્કપરૈ નહિં ઘોર ॥૨॥
ચીત્ર ફુટકે ઘાટપર, ભર્ડ સંતનકી ભીર
તુલસિદાસ ચંદન કરૈ, તીલક ધરૈ રઘુવીર ॥૩॥
કોટીગુણ સુમિરણ કરૈ, ભાગૈ ભવકી ભીર
સફલ હોત સુકૃત સકલ, રટલે રામ કબીર ॥૪॥
સતગરૂ જીવણ સત્યબલ, કહૈ કબીર પુકાર
ભેખ અલૌકિક ભકતકો, કરન વશ્ય કર્તાર ॥૫॥
જન્મ મરણ સહજે મિટૈ, કટૈ કોટી અપરાધ
ટેક દ્રઢાવન તિલકધર, બઢૈ ભક્તિ નિબાધિ ॥૬॥

(૧૧) દીપક મંત્ર

દીપ જ્યોતિ પર બંદગી, પ્રગટત જરે પાપ

ધુપ સુગંધ હ્રદય ધરી, આવત ઈશ્વર આપ ॥૧॥
બાતિ જરાવત મેંલ મન, ધીવ ઘટત સબ પાપ
નષ્ટ હોત નિર્મલ ભયો, તજે સકલ સંતાપ ॥૨॥

(૧૨) પ્રસાદ મંત્ર (નૈવેદ્ય મંત્ર)

પ્રીતી ધરજીમ પાનકિય, પય જલ અન્ન પ્રસંન
વિદુર જસોદા દેવકી, માની સદામા જન ॥૧॥
ભરદ્વાજ શરી સબવન, દ્વિજ દયિતાકે ધાર
જીમ્મે ગોપીકા સમિપ જીમ, તિમજીમો કરતાર ॥૨॥
આરતિ પૂજન અરજ અમ, અંગિકાર કરિ આપ
ભક્તિદાન પ્રભુ દીજિયેં, ટાળો ભવ પરિતાપ ॥૩॥

(૧૩) મુખવાસ મંત્ર.

મુખમેંવાસ મુરારિર, મુખલીજેં ખવાસ
સતગરૂ સત્ય સુગંધકી, પ્રગટ રહેમુ મનપ્રાસ ॥૧॥

(૧૪) ચરણામ્રત મંત્ર,

પિય ચરણામ્રત પ્રેમસો, પચૈન માયા પાસ,
આશા ધરગરૂ ઇષ્ટિકી, પાવૈ પ્રભુ પદ વાસ ॥૧॥

(૧૫) તુલસી પૂજા મંત્ર.

તુલસી શ્રીપતિ સતગુરૂ, સેવા સુમરણુ સાર
પદ્મનાભ કલિમેં પ્રગટ, આપુલિયો અવતાર ॥૧॥
શ્રી વૃદા પદ સેવતા, પૂર્ણ તપસ્યા પાય
સુકૃત સબ સહજે સફલ, કરત કૃતારથ કાય ॥૨॥

[૧૬) પુજય સેવા મંત્ર

સેવા હરિગરૂ સંતકી. પિતા માત પરિવાર
બૂંદ તુલસી બાલગૌ, પ્રતિ પારત ભવપાર ॥૧॥

[૧૭] ગરૂ સેવા મંત્ર

સતગુરૂ સેવા સાર જગ,આદર કર અવતાર
ધન્ય ધન્ય હોઉ ધરણિમે, કૃપા કરત કરતાર. ॥૧॥

માત પિતા ગુરૂ ધર્મકો, સેવત સત્ય સનેહ
આવત પ્રભુનિજ આંગના, વસૈ ચિત્ત ધરત્રેહ ॥૨॥

(૧૮) પ્રભુ સેવા મંત્ર

પ્રભુ પરખે ઉપદેશ સો સતગરૂ શબ્દ સુનંત
એક રૂપ અવિનાશિયહ સેવત સુધરે સંત ॥૧॥

[૧૯] પ્રસાદી પાવન મંત્ર

પાવન અન્ન પ્રસાદીકો, પ્રભુ દેવે સો પાય
રામ રટણુ કર જીરવે, કરૈ ધન્યનિજ કાય ॥૧॥

(૨૦) જલપાન મંત્ર

છાની જલ પીજે સદા, અસ્રત કરો આહાર
પાછી મત પ્હાની ધરૈ, કરસે વશ કરતાર ॥૧॥

[૨૦] શયન મંત્ર

શરણે સતગરૂ છાકે, સ્વો સદા રતિધાર
અતિ સુખ અંતર આપહૈ, વિશ્વંભર રખવાર ॥૧॥

મુનિ અગસ્ત્ય પ્રભુ માધવા, ભક્તરાજ મુચુકુંદ
કપિલ દેવ રક્ષા કરો, આ સ્તિક દે આનંદ ॥૨॥
સતગુરૂ ઇશ્વર શરણુમૈ, શિરધર સોચો સ્યામ
નિર્ભય જીવણુ સ્મરણ સુખ મિલ્યો પરમ વિશ્રામ ।૩।
પ્રભુપદ પ્રીતી પીછોરીમૈ, લિપટાયો ગરૂ લાલ
કબીર જૈસા અંકરિયે, કરી ન સકે કછુ કાલ ॥૪॥

(૨૧) સ્મર્ણ મંત્ર

સુમિરીણ સતગરૂ ઇષ્ટકા, કરત સરે સબ કાજ
મૌન ધારિ કર અચલ મન, લક્ષધાર રહલાજ ॥૧॥
અષ્ટાવિસ આરાધતા, જન્મ મરણ ભયજાય
પધ્મનાભ પરચ્યો હૈ, સતગરૂ કરે સહાય ॥૨॥
શુદ્ધ ભાવના સંચરૈકરૈ સુખી નિજ કાય
પ્રગટ દરસ પ્રભુ પાયકે, જન્મ સફલ હો જાય ॥૩॥

[૨૨) કંઠીધારણ મંત્ર

કંઠી ધરનિજ કંઠમૈ, પ્રેમ ભક્તિ લક્ષિ પાસ

વાસ કૃષ્ણ ગુરૂપદ વસત, પ્રગટત પ્રભૂ પ્રકાસ ॥૧॥

(૨૩) મંદીર માર્જન મંત્ર

---

કરત બુહારી લાગતે, જિતને રજકણ તનઉપર
તિતને સંવત્સર લગી, અવિનાશી પદ રમત નર ।૧।

[૨૪] મુખવાસ મંત્ર,

તુલસી પાન લવીંગ તજ, પૂગી ફલ મુખ પાય
લાલ મૂખસે મહાલિયૈ, ભક્ત સુભાલ સુહાય ॥૧॥

[૨૫] પરદેશ ગમન મંત્ર

શિર સતગરૂકી છાયલે, ચલો સત્યકી ચાલ
ધરી ઇષ્ટ ગુરૂ ધ્યાન ઉર મિટૈ કર્મકા સાલ ॥૧॥
વિઘન હરણ મંગલ કરણ, તુલસી સીતારામ
અષ્ટ સિદ્ધ નવનિધિ કરે, બરદાયક બલધામ ॥૨॥

આગે સતગરૂ ઇષ્ટ અમ, શિરપર છાજે સ્યામ
ચૌદિશ બાંધૂ જીવણા, દેર ધ્રુપતિકી આણ
બાટ ઘાટ રક્ષા કરો છોડ હુ ચારો ખાણ ॥૪॥

[૨૬ પંચાક્ષર મહાત્મ્ય મંત્ર

---

બીન ભરોસહૈં ભટકની. ભવ ભવ વારમવાર
દ્રઢ નીશ્ચય સોદેખલે, પ્રગટ વીશ્વ કર્તારિ ॥૧॥
સુદ્રઢ ટેક હરિદાસકી, સતગરૂ ઇષ્ટ જુહાર
કરત સફલ શુભ કામના, રામ કબીર ઉચાર ॥૨॥

(૨૭) પ્રવેશ મંત્ર.

પ્રભુપદ પ્રીતી પાય મન, કર પ્રવેશ કલ્યાન'
સુખ સાધન સંપતિ સદા, ભુરિહિત ભગવાન ॥૧॥
પદ્મનાભ સતગુરૂ પરમ પદરતિધરત પ્રવેશ

કરત પૂર્ણ સબ કામના ખલદાયક બર એસ ॥૨॥

(૨૮) દાન મંત્ર

ગુરૂબિન દેતે દાન જે ગુરૂબિન ધરતે ધ્યાન
ગુરૂબિન દાન નિકામહૈ ભાખ્યા બેદ પુરાન ॥૧॥
ગુરૂ આજ્ઞા લહિ પુણ્યતપ, કરત લહિય ફલ કોટિ
માનત સેવા બિમલ મન શિષ્ય શેવ બડ છોટિ ॥૩॥

( ૨૯ ) રક્ષા મંત્ર,

રામ કબિર રક્ષા કરો. હૃદય રહો રઘુવીર
પર્યો શરણ ગુરૂ છપ્પદ, ભાગો ભવકી ભીર ॥૧॥
જન જીવણકી બીનતી, સુનીયો શ્રીજગદીશ
અંતર બાહર આપકી આશાવિશ્વાવીશ ॥૨॥
મરચ્યાપાયા પ્રેમકા, રટન રામકા નામ

અજામેળ ગણિકા તરી, ઓર પરચા કુણ કામા ॥૩॥

॥ ઇતિ સુક્ષ્મ સ્મર્ણ મંત્રો પદેશઃ ॥



